SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

# Index – અનુક્રમણિકા

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
***A Peer-Reviewed Literary e-journal***

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## **Editorial -** સંપાદકીય

સાહિત્યસેતુ– નો આ નવો અંક આપની સામે પ્રકાશિત કરતાં આનંદ અનુભવીએ છીએ. પ્રતિષ્ઠિત એવા સર્જકો, લેખકોની સાથે નવા–નવાં કવિ–લેખકો અને આસ્વાદકો સામેલ થતાં જાય છે. સામે પક્ષે ભાવકોની શુભેચ્છાઓ, પ્રતિભાવો પણ અમારા ઉત્સાહને બેવડાવે છે.

ગુજરાતમાં ઈન્ટરનેટનો વપરાશ વધી રહ્યો છે એ હકીકત છે. દેશ અને દુનિયામાં પણ આમ જ બની રહ્યું છે. આ માધ્યમની સાથે વિવિધ કલાઓ પણ તાલ મિલાવતી જાય છે. ફિલ્મ, સંગીત, નાટ્ય, ચિત્ર, ફોટોગ્રાફી– આ બધું એના નવા નવા પરિમાણો અને વ્યાપ સાથે આપણી સામે આવી રહ્યું છે. શબ્દ અને અર્થની સાહિત્યસૃષ્ટિમાં પણ વ્યાપક બદલાવ આવ્યા વિના રહી શકે તેમ નથી. એ બદલાવો શરૂ થઈ ગયા છે. પરંપરાગત રીતે લખાતું, વંચાતું અને વિચારાતું સાહિત્યજગત હવે જો એના એ જ સ્વરૂપે રહે તો દશ્ય–શ્રાવ્ય અને ત્રિ–પરિમાણીય સમુહમાધ્યમોના આ યુગમાં ટકવું અશક્ય નહીં તોય મુશ્કેલ તો જરૂર બનવાનું છે.

નવી પેઢી જે સહજતાથી આઈ–પૉડ તરફ વળે છે એ સહજતાથી વાંચી શકતી નથી. ઈન્ટરનેટ, ટી.વી. આદિ સાધનો એની કૂતુહલવૃત્તિથી માંડી કલ્પનાઓને વિસ્તારે અને પોષે પણ છે. પણ એક બાબત ખૂટતી જણાય છે તે છે ધીરજ !વાંચતી વેળાએ ભાવક ચિત્તનું જે ઈન્વોલ્વમેન્ટ હોય છે વાચનસૃષ્ટિ સાથે, તે કદાચ ખોવાઈ રહ્યું છે. હવે એણે તૈયાર ભાણે બેસી જોવા–સાંભળવાનું માત્ર છે. પોતે કિનારે જ રહી જાય છે. વાચન વેળાએ એના દ્વારા અજાણપણે જ થતું રહેતું અનુસર્જન– પોતાની સમજ પ્રમાણેના અર્થઘટનની મથામણ, કલ્પેલા વિશ્વને માણવાની નિકટતા,મમળાવવાની એની તલબ, રિ–વાઈન્ડ કરી કરીને મનગમતું ચગળવાની મજા આજના આ નવા માધ્યમોના ભાવક ગુમાવી રહ્યાં છે, એકબાજુ અઢળક એવી સામગ્રીની ભરમાળ છે, બધું જ એટલું તો આકર્ષક, કશાય આયાસ વિના સામે ખુલી જતું ભવ્ય, કલ્પનાતિત જગત એના ચિત્તને સ્તબ્ધ કરી મુકે, વિચારવાનો વખત પણ ન આપે.મમળાવવાની તો વાત જ ક્યાં...?

દરેક પેઢીને એની પોતાની મજા હોય, દરેક પેઢીને એનું સંગીત, એની કલ્પનાઓ, એની ઈચ્છાઓ અને અપેક્ષાઓ હોય એ સ્વાભાવિક હોય, હોવું પણ જોઈએ. પણ અત્યારે તો જે ઝડપે જનરેશન બદલાઈ રહી છે... એ હજી કશું સમજે, વિચારે કે સ્થિર થાય તે પહેલા તો સમય રૉકેટગતિએ આગળ વધી જાય છે ! – વર્તમાન સમયે નિરાંતવું ભાવન ગુમાવ્યું છે. કશાક શબ્દોથી, કશાક ઈંગિતોથી, કશાક સૌંદર્યબોધનો નાનકડો ટૂકડો લઈને પોતાની અંદર અંદર વિસ્તરી જતાં ભાવકો ઘટતા જાય છે ! એવું લાગે છે તે હકીકત છે કે પછી મનુષ્યની ભાવનશકિત એનું રૂપ બદલીને નવા રૂપમાં પરિણમી રહી છે ?

SAHITYASETU
ISSN: 2249-2372
*A Peer-Reviewed Literary e-journal*

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

# હરદ્વાર ગોસ્વામી – ત્રણ કાવ્યો

## વારતા પૂરી થઇ

કોરા કાગળમાં વહેલી વારતા પૂરી થઇ
આખરે લ્યો, નહિ લખેલી વારતા પૂરી થઇ.
લોકના હોઠે હજી ચાલ્યા કરે છે ક્યારની,
ચાર હોઠે વિસ્તરેલી વારતા પૂરી થઇ.
તોપના રસ્તા બધાએ મઘમઘી ઉઠશે હવે,
રાજકુંવરીએ કહેલી વારતા પૂરી થઇ.
દોસ્ત, દસ માથાં હવે છાતી ઉપર ઉભા રહ્યાં,
સ્નેહને શરણે થયેલી વારતા પૂરી થઇ.
એક પ્રકરણ છાતીમાં અટકી ગયું છે, શું કરું?
જાત સોંસરવી ગયેલી વારતા પૂરી થઇ.

## હવાના કિનારે

પ્રથમ શ્વાસ મુકું હવાના કિનારે,
પછી શંખ ફૂકું હવાના કિનારે.
તારી સાત સાગર હું આવ્યો છું કિન્તુ,
ઘડીમાં જ ડુંકુ, હવાના કિનારે.
પછી સૌ સમંદર છે મારે જ નામે,
કદમ જો ન ચુંકું, હવાના કિનારે.
રહે એક પીંછું ને પૂછે બધાને,
પડ્યું કેમ સુકું, હવાના કિનારે.
બધા ચાંદ તારા હવે હાથ પાસે,
ગગન સાવ ટુંકું, હવાના કિનારે.
ધુમાડામાં શયદા, ગની, સૈફ મળતા,
ચલમ કાં ન ફૂકું, હવાના કિનારે.

**પાનખરની પરિક્ષા**

ફૂલ સાથે ડાળ આખી આ ખરી,
પાનખરની છે પરિક્ષા આખરી.
મીન જેવી એ હતી ને ઓગળી,
સૂર્ય સામે આંગળી ક્ષણભર ધરી.
હું સતત ખેંચાઉ છું, ખેંચાઉ છું,
આ સ્મરણના ચુમ્બકે ભારે કરી.
હું ગગન જેવો જ પ્હોળો થઇ ગયો,
જ્યાં હવા અસ્તિત્વના ફૂગ્ગે ભરી.
મન હશે દરજી મને ન્હોતી ખબર,
ઝંખના હર એક કાયમ વેતરી.
એક અણમાનીતી રાણી શી પીડા,
હર જનમ 'હરદ્વાર' સાથે અવતરી.

---

**હરદ્વાર ગોસ્વામી**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

SAHITYASETU
ISSN: 2249-2372
*A Peer-Reviewed Literary e-journal*

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

# સુસ્મીતા જોષી : કાવ્ય

1

સામેના મેદાનમાં
ચોગમ ઊગ્યું છે ઘાસ
મનસ્વી રીતે
સાવ અસ્તવ્યસ્ત
ઘાસ કાપવાનું મોટું મશીન
એકધારું વ્યસ્ત છે
ઘરર...ઘરર...ઘરર...
મેદાનનું ઘાસ
પ્રમાણસર
સમથળ
એકસરખું બનાવવામાં
એનો અવિરત કોલાહલ
ઘાસની કૂંપળોનાં મુખ
મૂંગાં બનાવી દે છે.
કોઈ મેદાનમાં મશીન નાનું હોઈ
ક્યાંક કાતરથી ચાલી જાય
મોટેભાગે તો
ખુલ્લાં મેદાનોમાં
આખો બંધ કરીને ચર્યા કરતી
ક્ષુધાતુર બકરીઓ
પેટ ભરતાં ભરતાં આ કામ
સારી રીતે પતાવી દે છે.
પણ
એના ખાધા પછી
ઘાસ ઊગી શકતું નથી
જેમ જાણ્યું છે ત્યારથી
એની રોજે રોજની ભૂખ સામે
મારા જેવું કોઈક
વાંધો ઊઠાવે છે મનોમન



**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

બીજી જ પળે થાય
કે ઘાસનું તો શું
બીજે ક્યાં પણ ઊગી શકે
અને
ન ઊગે તો શું?
ભલેને વેરાન રહેતાં મેદાનો
લૂખી અને
ભૂખરી જમીનને જોતાં રહીશું
તો ગમી જશે
એ પણ એકા'દ દિવસ
અને ત્યારે આ
ઘાસ કાપવાનાં યંત્રો
મૂંગાને નકામાં પડી રહેશે ખૂણામાં
ત્યારે
એનો ય અફસોસ કરીશું મનોમન
જો કે હર્યાં ભર્યાં મેદાનો જોવા
ટેવાયેલી આંખોને
ભરોસો છે કે
કૂંપળને જો ફૂટવું જ હશે
તો
એના રણકારને
કોણ દાબી શકશે?

2

જમીન પર દૂર દૂર સુધી
પથરાયેલાં ખખડતાં પાંદડાં
સ્થિર આંખે
ત્રાટક કરે છે
બાંધી લે છે નજરના તંતુઓને
સજ્જડ રીતે
પછે હવા ...... ફરફરે
અને સળવળે
ત્યાં તો–
ચારે બાજુ પથરાયેલાં પાંદડાં
વીંટળાતાં રહે
શ્વાસને ઊંચે ઊંચે ઘૂમરાવતાં.
ભીંસી દે
એની ભૂખરી બછટતાથી.
ધીરે ધીરે

એમાં ઓગળી ભળી જતી ત્વચાને
પછી ક્યારેય
ફાગણના પવનો બદલી શકશે નહીં
એની પૂરેપૂરી ખાતરી થયા પછી જ
એ
સૂકાં ખખડતાં પાંદડાં
પવનના ભીષણ સૂસવાટા સામે
સળવળવાનું ય
બંધ કરી દે છે,
લાગે
સાવ અમસ્તું જ જાણે.

---

## સુસ્મીતા જોષી


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

SAHITYASETU
ISSN: 2249-2372
*A Peer-Reviewed Literary e-journal*

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## डो.ओमप्रकाश शुक्ल : ग़ज़ल

---

**ग़ज़ल**

सीने में बेशुमार दर्द संजोये है सागर
दरियादिल अपने आप से रोये है सागर,
हर तरफ तबाही का कहर यूँ मचाये हुए
अपने सब्रो - सबील को खोय़े है सागर,
कल उसने करवट बदली है कसकते हुए
हर आँसू में फूल कलियाँ पिरोये है सागर,
तमाम हसरतों के बीच आप खामोश है
सारे अँचल को सबनमी भिगोये है सागर,
उसकी हसीं लहरों को देखकर लगता है
अपने दामन के दागों को धोये है सागर ।
आँखों ने काजल धोया दरिया को देखकर
यादों में उनकी रोया दरिया को देखकर,
आँखों के अश्क में वो तश्वीर बन गयी
बहारों ने बीज बोया दरिया को देखकर,
अब तो गली कूचों से रिश्ते गुजरने लगे
बागों में सावन रोया दरिया को देखकर,
मेरे नशेमन को उजड़े एक ज़माना हुआ
गो, तुमने उसे संजोया दरिया को देखकर



**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

नज़र भरकर उसे देखा मासूम हँसी थी

फसानों को ता उम्र ढोया दरिया को देखकर

---

**डा. ओमप्रकाश शुक्ल, गुजरात कॉलेज (सायं), अहमदाबाद.**

**Mail id- ohshukla@yahoo.in**



**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

SAHITYASETU
ISSN: 2249-2372
*A Peer-Reviewed Literary e-journal*

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## મનીષા ભગત: કાવ્ય

(૧)

આમ સાવ અચાનક કોઇનું ગમી જવાનું પણ કેવું છે ?
આમ જૂઓ તો કશું જ નથી, ઋણાનુંબંધ હોવું જોઇએ.
મુજ પામરને જૂઓ કેવું હ્રદયતણું રમ્ય ભાસે છે?
દોસ્તો, ઇશ્વર જેવું કશુંક ક્યાંક હોવું જોઇએ.
તમારું આવી જવું એ ફક્ત પ્રસંગની શોભા થોડી છે?
મારા ઇન્તઝારની હદ જેવું તો કશુંક હોવું જોઇએ.
રવિ રોજ થોડો અમથો અમથો જ અસ્તાચળે જાય છે?
જરૂર પેલેપાર એની રાહ જોતું કોઇ હોવું જોઇએ.
આ કુસુમ પર પડેલા બિંદુઓ ઝાંકળ થોડા છે?
ગઇરાતે એ ચોક્કસ કોઇ માટે રોયું હોવું જોઇએ.
મિલન પછી જુદાઇ એ તો બધી કાળની ગતિ છે.
વર્ષો પછી એની ભીતર થોડું કોરું મારા માટે હોવું જોઇએ.

(૨)

એ ભુલી ગયા એમાં દિલ ઉદાસ ન થઇએ,
આપણા નસીબમાં જરૂર ક્યાંક કાણું હશે.
દરેક અવસરે હાથ માથે દઇને ન બેસીએ,
ઇશ્વરને ઘેર હંમેશ કંઇ થોડું અંધારું હશે.
જીતાય નહીં આપણાથી તો દાવ અન્યને દઇએ,
શાયદ આપણી રમત એ જીતાડનારું હશે.
દોડીને ગમે ત્યારે ગમે ત્યાં પહોચી ન જઇએ,
વાસી દે બારણા તો કદાચ જવાનું આપણું કટાણું હશે.
મરણનો દોષ છે મન અવરને ન દઇએ,
એ તો જન્મની સાથે ફક્ત નિમિત બનનારું હશે.

મનીષા ભગત ( ભૂજ–કચ્છ)

SAHITYASETU
ISSN: 2249-2372
*A Peer-Reviewed Literary e-journal*

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## ખુશ્બુ : કાવ્ય

---

(૧)

ઈચ્છા થાય છે મને, ઓળખવાની બધાને,
પણ ખુદ શું પોતાને ઓળખી શક્યો છું?
આમ તો દુનિયાના રંગો છે અનેક,
પણ પાર એકેયનો પામી શક્યો છું?
કલ્પનાઓ છે વિશ્વ તણી અનેક,
પણ આકાર કેટલાને આપી શક્યો છું?
ઈશ્વરીય લીલાઓ છે અનેક આ જગમાં,
પણ મનભરી માણી શક્યો છું?
બધું જ મળતું નથી બધાને આ દુનિયામા 'કશ્મકશ'
પણ જે મળ્યું છે એમાં સંતોષ માની શક્યો છું?

(૨)

વર્ષાની જેમ મારે પણ મનભેર વરસવું હતું,
પણ ધરાની જેમ એ ઝીલે જ નહી તો હું શું કરું?
કોયલની જેમ મારે પણ મધુર ટહુકવું હતું,
પણ પ્રકૃતિની જેમ એ સુણે જ નહી તો હું શું કરુ?
વાસંતીની જેમ મારે પણ છોડ પર મહેકવું હતું,
પણ પાનખરની જેમ એ ખરી જ પડે તો હું શું કરું?
ચંદ્રની જેમ મારે પણ અંબર પર ચમકવું હતું,
પણ અમાસની જેમ એ ઘોર જ રહે તો હું શું કરું?
નદીઓની જેમ મારે પણ ખળખળ વહેવું હતું,
પણ પહાડોની જેમ એ ગ્રહે જ નહી તો હું શું કરું?


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

(૩)

ખુશીની પળો કંઇ કહેવાય નહી બધાને,
એ તો મનમાં માણવાની મજા હોય છે.
છલકતાં આસુંઓ કંઇ રોકાય નહી બધાના,
આંસુની પણ કંઇક અનોખી મજા હોય છે.
વેદના વિરહની કંઇ વર્ણવાય નહીં બધાને,
વિરહને પણ વિરહની મજા હોય છે.
માગ્યું શું ? એ પુછાય નહીં બધાને,
માંગવાની પણ પોતાની મજા હોય છે.
શું છે ‘કશ્મકશ’ એ કહેવાય નહીં બધાને,
એ તો ભીતરની મજા હોય છે.

---

**ખુશ્બુ (માંડવી–ભૂજ)**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## Mahendra Bhatt - Made for Each other

Made for each other
Man with his robust sense,
Woman with her delicateness,
Stopped at a certain point,
Far in the woods they have gone.
Man with his tongue in cheek,
Starred at her with aim so deep,
Shuddered by a glance, she spoke in low,
Keeping her eyes every time below,
"Love! Don't stare at me so,
Or, let you stare and me speak no,
Let us love till love is lost,
Our hearts beat at each other cost."
Man advanced with his hands abreast,
And took her to heart and slowly pressed,
Till each other melt, they kissed,
And got the human loss back they missed.

**Mahendra Bhatt**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## જિજ્ઞેશ બ્રહ્મભટ્ટ : 'સ્વીટ મેમરીઝ'

હું બારી પાસેની સીટ પર જઇ બેઠો. મારી બાજુમાં પટેલસાહેબ આવી બેઠા. હું બારી બહાર ઝરમરતા વરસાદને તાકી રહેલો. બસ હજી ઉપડી ન હતી. વાંદરાભાઇ હંમેશની જેમ બસની ઊપર ચડીને બેઠેલા. થોડી થોડી વારે ઊંધા માથે લટકી, બારીમાં ડોકાઇ મને કંઇક ઈશારા કરી જતા હતા. બસ ઉપડી પછી બારીમાંથી હાથ લંબાવી તેમણે મને ચશ્માં ધર્યાં. મેં લઇ પહેરી લીધાં ને એમાં એમણે સૅટ કરેલાં દૃશ્યો જોવા લાગ્યો. જોકે સૅટિંગ રૅન્ડમ મૉડ પર કરેલું લાગ્યું. છતાં, આછાં ને ઘાટાં, દૂરનાં ને નજીકનાં રંગબેરંગી દૃશ્યો સતત સરકતાં હતાં ને મારો ટાઇમ પાસ થતો હતો.

અચાનક બસને બ્રેક વાગી. હું આગળ ઝૂકી ગયો ને ચશ્માં નીકળી પડ્યાં. મેં બાજુમાં બેસીને છાપું વાંચતા પટેલસાહેબ સામે જરા સ્માઈલ કર્યું. આંચકા સાથે બસ ઉપડી ને મારી નજર પટેલસાહેબના હાથમાંના છાપામાં છપાયેલા ફોટોગ્રાફ પર પડી... વાંચો ! ડોક લંબાવી ઝીણી આંખે મેં ફોટો બરાબર જોયો. ઈન્સૅટ કરેલો એ સ્ટૅમ્પ સાઈઝ ફોટો એનો જ હતો – હા, એ જ ! પણ... જેમાં એ ઈન્સૅટ કરેલો એ પાનું માંગી હું વાંચવા – જોવા માંડ્યો,

શહેરના પૉશ વિસ્તારમાં ફ્લેટમાં એકલી રહેતી યુવાન પરિણીતાની આત્મહત્યાના સમાચારથી સમગ્ર વિસ્તારમાં ભારે સનસનાટી મચી ગઇ હતી. પડોશીઓને શક પડતાં બારણું તોડી અંદર જતાં મૃતદેહ મળી આવ્યો. જોકે, આત્મહત્યાનું ચોક્કસ કારણ જાણી શકાયું નથી. પોલીસે પૉસ્ટમૉર્ટમ માટે મૃતદેહ હૉસ્પિટલમાં મોકલી આપ્યો છે. (વિસ્તૃત અહેવાલ પાના નં.....)

માય ગૉડ! હબકી ગયેલો હું. વાંદરાભાઇ પણ બારીમાંથી અંદર ધસી આવેલા. ફાટી આંખે એચ ફોટો જોઇ રહેલા. ચલો કલરની ચાદર પર બ્લૂ જીન્સ અને પિન્ક ટી–શર્ટમાં એ ચત્તીપાટ પડી હતી. છાતી પર પૅરટ–ગ્રીન કલરનું આલ્બમ. આલ્બમ પર એની પાતળી નાજુક આંગળીઓ, સ્લીવલૅસ ટી–શર્ટમાંથી કાન પાસે થઇ ઊપર તરફ લંબાયેલો બીજો હાથ. એક જાણીતી સુગંધ મારા શ્વાસમાં ન જાણે કયાંથી પ્રસરી ગઇ ને હું થથરી ઉઠ્યો. વાંદરાભાઇએ ટેબલ પર પડેલા દેખાતા કાચના ગ્લાસ ફરતે આંગળી ફેરવી એ તરફ મારું ધ્યાન દોરેલું.

પટેલસાહેબ મારા હાથમાંથી છાપાનું પાનું ખેંચી, 'ઉતરવાનું નથી ?' કહેતા ઉભા થયા ને હુંય યંત્રવત્ ઊભો થઇ ભીડમાં જગ્યા કરતો એમની પાછળ ઉતરી પડ્યો. કંઇ ન સૂઝતાં બાઘાની જેમ હું સ્ટાફના મિત્રોની પાછળ ચાલવા લાગ્યો, ત્યાં વાંદરાભાઇએ બાવડું ઝાલી મને હચમચાવી નાંખ્યો. મોઢા પર આંગળી મૂકી, ચૂપ રહેવાનું સૂચવતા મને બીજી તરફ ખેંચી ગયા. બસ–સ્ટૅન્ડની પાછળ મૅગેઝીનની દુકાને લઇ જઇ મને ઉભો રાખ્યો. દુકાનદાર પાસે છાપું માંગી હું છુટ્ટા પૈસા શોધવા લાગ્યો તો વાંદરાભાઇએ મારું વૉલેટ કાઢી પચાસની નોટ મારા હાથમાં પકડાવી. 'હેં ? હા, હા,' કરતાં મેં એ દિવસનાં ગુજરાતી–અંગ્રેજી બધાં છાપાં માંગી લીધાં ને બાજુની કીટલીના ખૂણા પરના મૂડા પર બેસી ઝડપથી છાપાં ઊથલાવવા લાગ્યો.

બધાં છાપાંમાં વાચાની આત્મહત્યાના સમાચાર છપાયા હતા. મોટા ભાગનાંમાં ફોટોયે છપાયો હતો. એ જ, ચલો ચાદર, બ્લૂ જીન્સ, પિન્ક ટી–શર્ટ ને પૅરટ–ગ્રીન આલ્બમ ! ગઈકાલે સાંજે પડોશીઓને શંકા જતાં બારણું તોડી અંદર ઘૂસેલા પણ પોલીસે આગલા દિવસે મૃત્યુ થયું હોવાની શંકા વ્યકત કરી હતી. મને કંઈ સૂઝતું ન હતું. વાંદરાભાઈ મારો મૉબાઈલ લઈ ઝડપથી કંઈક મચડી રહ્યાં હતાં. મેં એમની સામે જોયું તો મૉબાઈલ મારી તરફ ધરી કૉલ રજિસ્ટરમાં જઈ રિસીવ્ડ કૉલ્સ બતાડવા લાગ્યા. બે દિવસ પહેલાંની ડેટમાં એટલે કે બુધવારના રજિસ્ટર થયેલો વાચાનો નંબર સ્ક્રીન પર લાવી એમણે ફોન મારા હાથમાં પકડાવ્યો. હજી ગુંજતો હતો જાણે એનો અવાજ... 'આઈ એમ હૅપ્પી – રીઅલી બિલીવ મિ. આઈ એમ હૅપ્પીએસ્ટ પર્સન ઈન ધી વર્લ્ડ. હું કાલની રાત કયારેય નહીં ભૂલી શકું... આઈ ડૉન્ટ નૉ, તને સમજાશે નહીં, પણ કંઈ ન કરીનેય કેટલું બધું કર્યું છે મારા માટે!' ખાસ્સી ડિસ્ટર્બ લાગતી હતી. અસંબદ્ધ જેવી લાગતી કંઈ કેટલીય વાતો કરતી હતી. 'તું યાદ રાખીશ ને મને?' પૂછતી હતી વારંવાર.
તરવરતો હતો એનો ચહેરો મારી આંખ સામે. એની આંખો, એના હોઠ, સ્મિત એનું. છાતી પરનો તલ, મારી બરછટ રૂંવાંટી પર સરકતી એની કોમળ આંગળીઓ ને સુગંધ એના શરીરની... હજી બુધવારે સવારે તો મારી સાથે વાત કરી છે ને આગલી રાતે તો... એ રાતનાં દશ્યો જોવા મેં વાંદરાભાઈ પાસે ચશ્માં માંગ્યાં. દાંડી પરનાં બટન દબાવતાં એમણે ચશ્માં મારા હાથમાં મૂકયાં. હવે વાચાને બસ આમ જ ચશ્માંમાં જોવાની ? વિચારતાં મેં ચશ્માં આંખે ચઢાવ્યાં. વાચાને બદલે ખાખી કપડાંમાં સજ્જ કોઈ મૂછાળો પોલીસ દેખાયેલો મને. એક હાથમાં દંડો હતો ને બીજા હાથમાં બાવડું ઝાલી મને તાણી જતો હતો. ગભરાઈ જઈને મેં ચશ્માં કાઢી નાખેલાં... કદાચ મરતાં પહેલાં છેલ્લે મારી સાથે જ વાત કરી હોય એવુંય બને ! અને એના રૂમમાંથી એનો મૉબાઈલ તો પોલીસને મળ્યો જ હોય. ઝડપથી મેં મારો ફોન સ્વિચ–ઓફ કરી દીધેલો, ગમે ત્યારે એના ફોન પરથી નંબર મેળવી પોલીસ મને ફોન કરી શકે, અને પછી સઘન પૂછપરછ ને પછી...
વળતી બસ પકડી હું ઘરે પહોંચેલો. સીમા પિન્કુને સ્કૂલે જવા તૈયાર કરતી હતી. 'કેમ પાછા ?' પૂછતી મારા હાથમાંનાં છાપાંના થપ્પાને એ જોઈ રહેલી. 'મારે બહારગામ જવું પડશે, ઑફિસના કામથી, બે–ત્રણ દિવસ. તું એમ કર, તારાં મમ્મીના ઘરે – પિન્કુને મૂકીને સીધી જતી જ રહેજે...' મને બીક એ વાતની હતી કે, નંબર મળે પછી સરનામું મેળવતાં પોલીસને વાર કેટલી ? અને એમાંય જો હું આગલી રાતે એની સાથે હતો એવી ખબર પડે તો તો... ફોટામાં જોયેલા, વાચાના ટેબલ પર પડેલા કાચના ગ્લાસ મારી આંખ સામે તરવરતા હતા. મને સતત પરસેવો વળતો હતો. 'ઠીક નથી ?' પૂછેલુંય ખરું સીમાએ. મેં ઊતાવળ કરાવેલી એને. એણે બૅગ ભરી દીધેલી. વાંદરાભાઈએ ત્યાં સુધીમાં સ્વિચ–ઑફ કરેલા મારા ફોનનું સિમ કાર્ડ કાઢી તોડી ફેંકી દીધેલું ને ફોન રૂમમાં મૂકી આવેલા. 'કોળિયો જમી તો લો' કહી સીમાએ જમવા બેસાડી દીધેલો. ઊતાવળે બે કોળિયા ખાઈ એમને વિદાય કરી હું ઝડપથી ઘરની બહાર નીકળી ગયેલો.
'આમ તો આપણે કયાં કંઈ ખોટું કર્યું છે!' હું કારણ વગર વાંદરાભાઈને સમજાવવા માંડેલો. '...આ તો શું કે બે દા'ડામાં સાચી વાત બહાર આવશે – ત્યાં સુધી કયાં મગજમારીમાં પડવું... કોઈ જાણે તો એમ જ માને કે શુંય વાત હશે ...ને સીમાને ખબર પડે તો તો...' વાંદરાભાઈ મારો બબડાટ સાંભળતા, મારી સામે જોતા મલકાતા રહેલા. મારે હમણાં તો તાત્કાલિક કયાંક ચાલ્યા જવું જોઈએ એમ મને લાગેલું. પણ કયાં ? વાંદરાભાઈએ મને રસ્તો બતાડેલો ને એ મુજબ બસમાં રેલવે સ્ટૅશન પહોંચી મેં નજીકની એક નાનકડી હૉટેલમાં ખોટા નામથી રૂમ બુક કરાવેલી. એ રૂમમાં બેસી હું એમની સાથે ચર્ચા કરતો રહેલો, શું થયું હશે, શું થશે, શું કરી શકાય...
હું ચારે તરફથી ભીંસાતો હોઉં એવું મને લાગતું હતું. મારો ફોન નંબર – મારું સરનામું – ગ્લાસ પરનાં મારાં આંગળાંનાં નિશાન – ને રહી જતું હોય તેમ પેલા આલ્બમમાં મારા ફોટા ! હું માથું પકડી, આંખો મચી પલંગમાં બેસી પડેલો. મારા ધબકારાં વધું ને વધું તેજ થતા અનુભવી રહ્યો હતો. ત્યાં વાંદરાભાઈએ

પાછળથી આવી પેલાં ચશ્માં મને પહેરાવી દીધેલાં. હું એ રાતની એક એક વિગત યાદ કરી લેવા માંગતો હતો. આંખો ખોલી જોઉં તો, –ઝરમર વરસી રહ્યો છે વરસાદ. કૉલેજમાંથી નીકળી અમે પાંચ–સાત મિત્રો મસ્તી કરતા – ખડખડ હસતા જઇ રહ્યા છીએ. મારો હાથ વાચાના હાથમાં છે. દોડે–કૂદે–ઉભી રહે–ખડખડાટ હસે–હાથ હિલોળે પણ મજબૂતીથી પકડેલો માર હાથ છોડતી નથી. એક બાજુ અમે બે ને બીજી બાજુ બીજા બધા, ખાબોચિયાંમાં ભરાયેલાં પાણી ઊડાડી એકબીજાંનાં કપડાં બગાડવાની મસ્તી ચાલી રહી છે. ઊંડો નિસાસો નાખતાં મેં ચશ્માં કાઢી નાખેલાં. પલંગમાં આડો પડી ઓશીકું માથા પર દાબી પડી રહેલો.

કૉલેજમાં અમે સાથે હતાં. ખાસ્સાં નજીક હતાં. પણ મને સતત લાગતું કે રોહિત એને માટે ખાસ છે. એ એની બાજુમાં જ રહેતો. સાથે જ બન્ને કૉલેજ આવતાં – સાથે જ જતાં. રોહિત એની ગેરહાજરીમાં એમની કંઇકેટલીય વાતો – ખાસ વાતો કહેતો. ટી.વાય પાસ કરીને બન્ને પરણીય ગયેલાં. પછી સંપર્ક ન હતો. એક જ શહેરમાં રહેવા છતાં મળ્યાં ન હતાં કયારેય. પણ અચાનક અઠવાડિયા પહેલાં એ મળી ગયેલી મને. બજારમાં. એક દુકાનમાં. ગયા શુક્રવારે જ વળી ! શાંત–શાંત ને ગંભીર લાગતી હતી. જોયા કરતી હતી નિષ્પલક, મારી સામે. 'કૉલેજમાં કેવા પલકારો ન મારવાની શરત મારી, આંખમાંથી પાણી નીકળ્યા કરે તોય જીદે ચડી એકબીજાને જોયા કરતાં હતાં!' યાદ કરાવેલું મેં. ને લુખ્ખું હસતાં એણે આંખ ઝૂકાવી દીધેલી. 'મળીએ ચાર નિરાંતે.' મેં કહેલું ને સરનામું – ફોન નંબર આપી, 'નિરાંતે બેસાય એમ' ઘેર આવવા એણે કહેલું. હાથમાં હાથ લઇ, હક્કથી, બને એટલો જલદી આવવાનું પ્રોમિસ માંગેલું. 'રોહિત મજામાં?' પૂછેલું મેં. ને મારો હાથ છોડી દઇ, 'તું આવ, પછી વાત કરીએ બધી.' કહેતી એ ઝડપથી ચાલી ગયેલી.

મેં પ્રોમિસ પાળેલું. મંગળવારે ફોન કરી એની સાથે નક્કી કરેલું, 'તું ફ્રી હોય તો આજે સાંજે આવું…' ઑફિસેથી જરા વહેલો નીકળી એના ઘરે ગયેલો. 'કામ બહુ છે. મોડું થશે. જમવામાં રાહ ન જોતી.' ઘરે સીમાનેય કહી દીધેલું મેં.

ખભો ઝાલી વાંદરાભાઇએ હચમચાવ્યો ત્યારે ઝબકી ગયેલો હું. ચશ્માંની દાંડી પકડી ગોળ ગાળ ઘુમાવતા એ મારી સામે જોઇ હસતાં હતાં. હું મોં ફેરવી બેસી પડેલો. રૂમની ખખડધજ બારી એમણે ધક્કો મારી ખોલી નાખેલી. બહાર અંધારું થઇ ગયું હતું. હું બહાર નીકળી ઝડપથી જમી આવેલો ને મોડી રાત સુધી એ હૉટેલના પલંગમાં પડખાં ઘસતો રહેલો.

વહેલી સવારે વાંદરાભાઇએ ઢંઢોળીને જગાડેલો મને. સૌથી પહેલું કામ જ મેં સ્ટૅશન બાજુ જઇ છાપાં મેળવવાનું કરેલું. ત્યાં ઉભાં ઉભાં જ વાંચવાય માંડેલો,

– પરિણીતાની આત્મહત્યાનું રહસ્ય હજી અકબંધ

– ઊંઘની ગોળીઓ ખાઇને વાચા દવેએ જીવન ટૂંકાવ્યું હતું, પણ શા માટે? હજી એ વણઉકલ્યો પ્રશ્ન

– વાચા દવે આત્મહત્યા પ્રકરણમાં રૂમમાંથી જ મળી આવેલી મૃતકની ડાયરી ભેદ ઊકેલશે?

હેડલાઈન્સ વાંચતાં વાંચતાં હું અટકી ગયેલો. તે દિવસે એટલે કે બુધવારે, સવારે હું નીકળી ગયો પછી એણે ડાયરી લખી હશે? છાપાંમાં છપાયેલી વિગતો પર મારી આંખો ઝડપથી ફરી રહી હતી.

આત્મહત્યાના થોડા જ સમય પહેલાં લખાયેલી ડાયરીમાંની ડાઇંગ ડેકલેરેશન જેવી વિગતો મૃતકની આત્મહત્યાનું કારણ જાણવા માટેની આધારભૂત માહિતી બની રહેશે. ડાયરીના આધારે પોલીસની સઘન તપાસ ચાલુ…

મારા હાથ ધ્રૂજવા માંડેલા. વરસાદ અચાનક ચાલુ થઇ ગયેલો. મારા હાથમાં પકડેલાં છાપાં પર ટપ–ટપ છાંટા પડતા હતા. પડતાં જ શોષાઇ વિસ્તરી જતા હતા. વાંદરાભાઇએ છાપું વાળી મારી બગલમાં દાબી દીધેલું. મારો ખભો પકડી દુકાન આગળ બાંધેલા મીણિયા નીચે લઇ ગયેલા. મીણિયા પર વરસાદનાં ટીપાં પડવાનો અવાજ સંભળાતો હતો. હું હતપ્રભ થઇ ઉભો રહેલો. વાંદરાભાઇએ હળવેકથી મારી આંખો પર ચશ્માં ચડાવી દીધેલાં અને હું જોઉં છું તો, વાચા ઓશીકા પર કોણી ટેકવી ઊંધી પડી છે. આગળ

પડેલી ડાયરી વાંચીને મને સંભળાવે છે. થોડી વારે એની મોટ્ટી આંખો મારી તરફ મંડાય છે. આંખમાંથી આંસુ દદડી ડાયરીના પાના પર પડે છે. મારો હાથ લંબાય છે. એના સુંવાળા ગાલ પરથી આંસુ લૂછતો હું પૂછું છું, 'યુ રીઅલી મિન ઈટ? હું તો સમજતો હતો કે, તું પહેલેથી રોહિતને...'
શુક્રવારે બજારમાં અચાનક અમે મળી ગયાં. તે દિવસનું લખાણ વાંચી રહી હતી. મને મળીને કૉલેજની સ્મૃતિઓ તાજી થઇ હતી. એ દિવસોનો એનો મારા પ્રત્યેનો પ્રેમ અને મારી સતત બેદરકારીની વાતોથી પાનાં ભર્યાં હતાં. મેંય કૉલેજ વખતની એના પ્રત્યેની ફિલિંગ્સની વાત કરેલી. એ કહે, 'હું તારી રાહ જોતી રહી ને રોહિત માટે મારા ઘરનું દબાણ વધતું જ રહ્યું. કૉલેજ પૂરી થઇ. આપણે છૂટા પડ્યાં પછી છેવટે હા પાડવી પડી – પણ...' એના કહેવા મુજબ રોહિત બધાં લક્ષણે પૂરો હતો. દારૂ–જુગાર તો ઠીક, લફરાંય પાર વિનાનાં. નર્યો વિકૃત. છાતી પરના ઘાનાં નિશાન બતાવી રહી છે વાચા. હું સ્પર્શ કરું છું એ નિશાન પર, હાથથી – પછી હોઠથી...
એકદમ વાંદરાભાઇએ ચશ્માં ખેંચી લીધેલાં. હું ચમકી ગયેલો. વરસાદ ચાલુ હતો હજી. વાંદરાભાઇ રોડ તરફ ઈશારો કરતાં હતાં. મેં જોયું તો સામેના બિલ્ડિંગની છત નીચે ઉભા રહી બે પોલીસ ઊંચે જોઇ દુકાનોનાં પાટિયાં વાંચતા કંઇક વાત કરી રહ્યાં હતાં.
વરસાદથી બચવા માટે રાખ્યા હોય એમ મોં–માથા આડાં છાપાં રાખી હું ચાલુ વરસાદમાં જ ત્યાંથી ફટાફટ નીકળી ગયેલો. હૉટેલમાં જઇ, બૅગ લઇ, ઝડપથી રેલવે સ્ટૅશન તરફ ચાલી નીકળ્યો હતો.
ટ્રેનમાં બેસી પહેલાં તો મેં બધાં છાપાં વિગતવાર વાંચી નાખેલાં. પછી બારી બહાર જોતો બેસી રહેલો. ટ્રેન શહેરની નજીકના હિલ સ્ટૅશન તરફ ગતિ કરી રહી હતી. વરસાદની વાછટથી હું ભીંજાતો રહેલો.
ટ્રેનમાંથી ઉતરી જીપમાં હું હિલ સ્ટૅશન પહોચ્યો ત્યારે વાદળાં ગોરંભાયેલાં હતાં. ઘડીમાં ગાઢ ધુમ્મસ આખી હિલને ઢાંકી–ભજવી જતું હતું ને ઘડીમાં દૂરની ટેકરીઓને ભરડો લઇ વટળાતાં વાદળ દેખાતાં હતાં. એક એજન્ટ સાથે જઇ હૉટેલનો રૂમ બુક કરી, થાકયો–પાકયો હું પલંગમાં ફસડાઇ પડેલો. વાંદરાભાઇ બારીમાં બેસી ચશ્માં ચડાવી દાંડી પરનાં બટન દબાવતાં ખીખીખી કરતા હસી રહ્યાં હતાં. શું લખ્યું હશે એણે ડાયરીમાં? મને કંઇ સમજાતું ન હતું. બેચેની વધતી જતી હતી. આ બધાંનો અંત કઇ રીતે આવશે? પલંગમાંથી ઉભા થઇ બારીમાં બેઠેલા વાંદરાભાઇની પાછળ જઇ મેં એમનાં ચશ્માં કાઢી લીધેલાં ને પાછો આવી, ચશ્માં પહેરી પલંગ પર બેસી ગયેલો હું.
વરસાદમાં કેવી ધમાલ કરતા'તા, નહ! વાચા પૂછે છે મને. એના બેડરૂમના, બાલ્કનીમાં ખૂલતા બારણા પાસે અમે વરસાદને જોતાં ઉભાં છીએ. વરસાદી વાછટથી ખાસ્સાં ભજાયાં છીએ. મારો હાથ પકડી વાચા મને બાલ્કનીમાં ખેંચી જાય છે. પછી પગ પછાડી નીચે ભરાયેલાં પાણી ઊડાડે છે...
કૂદકો મારીને વાંદરાભાઇ પલંગ પર આવ્યા. હું એમનાથી દૂર જાઉં એ પહેલાં મેં પહેરેલાં ચશ્માંની દાંડીનું બટન એમણે દબાવી દીધું ને દશ્ય બદલાઇ ગયું.
'લૂકિંગ બ્યુટીફુલ' હું વાચાને કહું છું. 'આઈ રિમેમ્બર, યુ લાઈક પેક ઓન મી' પેક ટી–શર્ટ અને બ્લૂ જીન્સ પહેરીને આવી છે. વાળ હજી ભીના છે. પાણીના ગ્લાસ ટેબલ પર મૂકતી કહે છે, 'ચાલ, ફટાફટ ખાઇ લઇએ, અહીં જ લઇ આવું છું,' હું એને – એની પ્રત્યેક હલચલને – લચકતાં પુષ્ટ અંગોને જોયા કરું છું. બે ડિશ બેડ પર મૂકી કબાટમાંથી પૅરટ–ગ્રીન કલરનું આલ્બમ લઇ આવે છે, 'સ્વીટ મેમરીઝ' બોલતી, આંખ મટકાવતી, આલ્બમ મને આપે છે. 'ખાતાં ખાતાં આ ફોટા જોઇએ, પછી એક બહુ ખાનગી વસ્તુ બતાવવાની છું તને.' 'શું બતાવીશ?' હું મજાકના મૂડમાં ઊપરથી નીચે સુધી એને જોતો પૂછું છું. 'શટ્ અપ – મારી પર્સનલ ડાયરીની વાત કરું છું.'
આલ્બમમાં અમારા કૉલેજ વખતના ફોટા છે. એ જોતાં જૂની યાદોમાં – વાતોમાં ખોવાઇ જઇએ છીએ. 'ખાવાનું તો ચાલુ રાખ..' વાચા જાતે કોળિયો ભરી મારા મોંમાં મૂકે છે.

ભૂખ બરાબરની લાગેલી મને. ચશ્માં કાઢી વાંદરાભાઇને આપ્યાં. બાજુની રેસ્ટાંરાંમાં જઇ જમી આવ્યો. વાંદરાભાઇએ સામેના ટેબલ પર પડેલું ટીવી ચાલુ કર્યું ને મને એકદમ યાદ આવતાં રિમોટ લઇ ન્યૂઝ ચૅનલ્સ શોધવા લાગ્યો.
જુદી જુદી ન્યૂઝ ચૅનલ પર બે–ત્રણવાર એકના એક સમાચાર રીપિટ થયેલાં. વારંવાર એના બેડરૂમનું દ્દશ્ય! એ જ રૂમ, એ જ બેડ ને એ જ ચલો ચાદર...
– પૉસ્ટમોર્ટમ કે રિપોર્ટ કે મુતાબિક મૃત્યુ કી વજહ કાફી માત્રામેં લી ગઇ નિંદ કી ગોલિયાં હૈ, મગર કયા વજહ હૈ આત્મહત્યા કી?
– પુલીસ કો મીલી ડાયરી કે આધાર પર ખોજ જારી. આત્મહત્યા સે પહલે કયા લીખા ગયા હૈ ડાયરી મ, યે અભી તક હૈ રાઝ!
સાંજે મોડા સુધી, ટીવીમાં રીપિટ થયા કરતા સમાચાર જોયા પછી કંટાળીને મેં ટીવી બંધ કરેલું. વરસાદ અટકયો હતો.
હું હૉટેલમાંથી બહાર નીકળેલો. ટૂરિસ્ટ ખાસ ન હતાં. લગભગ બધું સૂમસામ. દૂર એક ટેકરી પર સર્પાકારે ચઢતા એક નિર્જન રસ્તા પર હું ચાલતો રહેલો. વાંદરાભાઇ મસ્તીએ ચઢ્યા હતા. વચ્ચે વચ્ચે મને ચશ્માં પહેરાવી આડાં–અવળાં દ્દશ્યો દેખાડી જતા હતા. મારાં જાણીતાં સ્થળો અને પાત્રોને લઇ, બનેલી ઘટનાઓ કે બનનારી ઘટનાઓનાં અને ઘણીવાર તો કયારેય ન ઘટનારી ઘટનાઓનાં દ્દશ્યો વાંદરાભાઇ એમનાં ચશ્માંમાં મને દેખાડતા હોય છે – જે જોવા માંગતો હોઉં તે ન બતાવીને વિચિત્ર આનંદ પણ લૂંટતા હોય છે. પણ હું શું કરી શકું? ચશ્માંનાં બટન ઑપરેટ કરતાં હજી મને આવડ્યું નથી. ચાલતો ચાલતો ટેકરીની ટોચે પહોંચ્યો ત્યારે એમણે ચશ્માંમાં બે સ્ટીલ ઈમેજિસ બતાવી હતી. એક કાચમાં પીન્કુ દેખાય ને બીજામાં સીમા!
મેં નીચે ઉતરી ટેલિફોન બુથમાંથી સીમાને ફોન જોડેલો. ખુશખુશાલ હતી. ‘પીન્કુ તો, જુઓ ને, કયારની બૂમો પાડું છું, આવતી જ નથી – પલળવા જતી રહી છે વરસાદમાં...’ મારી ચિંતા કરતી કહે,‘ટાઇમસર ખાઇ લેજો પાછા.’ ‘કોઇ આવ્યું’તું? કોઇનો ફોન?’ મેં ખાતરી કરવા એને પૂછી લીધેલું. પીન્કુ સાથે વાત નહિં થયેલી. ફોન મૂકી મેં હૉટેલમાં થોડું ખાઇ લીધું. પૈસા ઓછા હતા. એટીએમમાં જઇ ઊપાડી લીધા. પછી રૂમ પર આવી ગયેલો, મૂંઝાતો – કયારે પાછું જવાશે ?
રૂમ પર આવી ટીવી ચાલુ કર્યું તો, નો સિગ્નલ. વૉલેટ કાઢી પીન્કુનો ફોટો જોતો બેઠો હતો ત્યાં વાંદરાભાઇ ચશ્માં પહેરાવી ગયેલા...
મોબાઈલની રીંગ કયારની વાગી રહી છે. હું કંટાળીને હાથ લંબાવી બેડના ખૂણામાં પડેલો ફોન ઊઠાવું છું. સ્ક્રીન પર સીમાનો ફોટો દેખાય છે, કૉલિંગ સીમા... વાચાથી જરા અળગો થઇ વાત કરું છું. ‘બોલ, શું હતું?’ વાચા ભ્રમર ઊલાળી,‘કોણ?’ એમ પૂછે છે. સીમા ફોનમાં, ‘બીઝી છો? પછી કરું?’ પૂછે છે. ‘ના, બોલ શું હતું?’ હું જવાબ આપું છું. વાચા મારો બીજો હાથ હાથમાં લઇ પોતાની છાતી પર મૂકી મારી આંગળીઓથી રમવા માંડે છે. ‘જમી લીધું?’ સીમા પૂછે છે. ‘વરસાદ વધારે છે, એવું હોય તો રોકાઇ જ જજો. પલળતા નહીં, શરદી તો થયેલી છે, વધુ બીમાર થઇ જશો...’ ‘હા’ હું ટૂંકમાં જવાબ આપી વાત પતાવું છું. વાચા સૂતી સૂતી જ મને પોતાની નજીક ખેંચી લે છે. ‘એક મિનિટ’ સીમા બોલે છે,‘પીન્કુ ગૂડ–નાઈટ કહે છે...’ થોડી ક્ષણોની શાંતિ. વાચાનો હાથ મારી પીઠ ફરતે વિંટળાય છે. ‘હું તમારી કીટ્ટા છું – તમે સ્ટૉરી કહેવાના હતા...’ રડમસ અવાજે પીન્કુ બોલે છે. ‘બેટા...’ વાચાના હાથ ખસેડતો ઉભો થઇ હું પીન્કુને મનાવવા માંડું છું.
ચશ્માં કાઢીને મેં વાંદરાભાઇના હાથમાં મૂકયા. પીન્કુને ખાસ્સી વારે મનાવી શકેલો. પછી જ,‘લવ યુ પાપા!, ગૂડનાઈટ’ કહીને એણે ફોન મૂકેલો. અસ્વસ્થ થઇ ગયેલો હું. પાણી પીવા ટેબલ પર પડેલો ગ્લાસ ઊપાડેલો. ખાલી હતો. પલંગમાંથી ઉભી થઇ કપડાં ઠીક કરતી,વાળમાં હાથ ફેરવતી વાચાએ કહેલું, ‘આપું છું.’ રસોડામાં જઇ પાણીનો જગ લઇ આવી હતી.‘આઈ એમ સૉરી વાચા.’ મેં કહેલું. એણે

ગ્લાસ ભરી દીધેલો. મારા ખભે હાથ મૂકી ઉભી રહેલી. 'આઈ અન્ડરસ્ટેન્ડ' મારા હાથમાંથી ગ્લાસ લેતાં બોલેલી, 'સારું જ થયું... નહીં તો હું મારી જાતને માફ ન કરી શકત...' એની આંખો ઝૂકી ગઇ હતી, 'આઈ થિન્ક, યુ મસ્ટ ગો' હાથમાંનો ગ્લાસ ટેબલ પર મૂકી જગ મૂકવાના બહાને અવળી ફરી ગઇ હતી. બહાર કડાકા સાથે તોફાની વરસાદ તૂટી પડેલો. 'ના, હવે તો નહીં જ જવાય.' મેં એના ખભે હાથ મૂકીને કહેલું.

રોકાઇ ગયેલો પછી રાત્રે. વરસાદ આખી રાત વરસતો રહેલો. એ મારા ખોળામાં માથું મૂકી આડી પડી હતી. ને હું એના માથે હાથ ફેરવતો એની વાતો સાંભળતો રહેલો... થોડી ભૂતકાળની યાદો, થોડી રોહિતની ફરિયાદો, એના જીવનની નાની–મોટી વાતો જ વાતો... એની સંવેદનાઓ ને વેદનાઓ... સીમા વિશે, પીન્કુ વિશે પણ વારંવાર બધું પૂછ્યા કરતી હતી. ને 'યુ આર લકી' દરેક વાર બોલતી હતી. સવારે છૂટાં પડતાં પણ કહે, 'સીમાને બહુ સાચવજે. એને દગો ન કરતો. હવે આપણે ફરી ક્યારેય નહીં મળીએ.' નહીં સમજેલો હું એની વાત. 'ઈટ્સ ઑકે યાર, આપણે કયાં કંઇ...' મેં કહેલું ને ઊંડો શ્વાસ લઇ જોતી રહેલી મારી સામે – જોતી જ રહેલી.

'ધબ ધબ ધબ' બહારથી કોઇ બારણું ઠોકતું હતું. ભયંકર રીતે. ભડકી ગયેલો હું. ધબકારા વધી ગયેલા. રૂમને બારણું એક ને એક જ બારી. શું કરું, કયાં જાઉં? બારી ખુલ્લી હતી ને વાંદરાભાઇ ગુમ! બારણું વધુ જોરથી ખખડ્યું – મેં લાઈટ ચાલુ કરી. પોણા પાંચ થયા હતા. 'કોણ?' પૂછતાં ધ્રૂજતા હાથે મેં બારણું ઊઘાડેલું ને 'હૂ હૂ હૂ' કરતા વાંદરાભાઇ અંદર ધસી આવેલા. મારી સામે જોઇ જોઇ હાથ લાંબા કરતા – તાબોટા પાડતા હસ્યે જ જાય... ઊંડા શ્વાસ લેતો હું લમણે હાથ દઇ પલંગ પર જઇ બેઠો તો મારી પાસે આવી એમણે ડૂચો વળેલાં બે કાગળિયાં મારી ઊપર ફેંક્યાં. મેં ખોલીને જોયું તો કાલ રાતની એટીએમની રિસિપ્ટ ને ફોનનું બિલ...

તરત તો મને કંઇ સમજાયેલું નહીં પણ પછી ભાન થયું, સીમાનો ફોન ટ્રેસ થતો હોય તો! અને સેલરી એકાઊન્ટના એટીએમમાંથી કયારે અને કયાંથી ટ્રાન્જેકશન થયું એ તો...

બીજી જ મિનિટે મોઢુંય ધોયા વિના હું બૅગ લઇ હૉટેલમાંથી બહાર નીકળી બસ ડૅપો તરફ દોડી ગયેલો. જે બસ પડેલી દેખાઇ એમાં ચડી ગયેલો. બસ ઉપડવાને વાર હતી ને છાપાંવાળો દેખાયેલો. છાપાં લઇ ઊતાવળે હું ઊથલાવવા માંડેલો અને...

– વાચા ભટ્ટ આત્મહત્યા પ્રકરણમાં મૃતકનો પતિ રોહિત ભટ્ટ રંગે હાથ ઝડપાયો

રોહિત કોઇ સ્ત્રી સાથે પીધેલી હાલતમાં ઝડપાયો હતો અને સેકસ રૅકેટ ને પૉર્ન ફિલ્મોનાં શૂટિંગ ને એવું બધું ઘણું... ઝડપથી મારી આંખ છાપાના લખાણ પર ફરતી હતી. વાચાની ડાયરીનાં લખાણોને આધારે જ રોહિતને શોધી એની ધરપકડ કરાઇ હતી. વળી, 'આત્મહત્યાની થોડી જ મિનિટો પહેલાં લખાયેલી વિગતોનો અંશ' પણ છપાયો હતો, અલગ બૉક્ષમાં–

– 'બસ, આ છેલ્લા શબ્દો લખીને જાઉં છું. આ છેલ્લા ચાર દિવસ મયૂરની રાહમાં જ જીવન લંબાવ્યું છે, નહીં તો તે દિવસે જ આ ગોળીઓ તો ખરીદી હતી. પણ દુકાન આગળ જ એ મળી ગયો. એવો જ ઓછાબોલો. કહે, 'મળીએ નિરાંતે' કાલે જ આવ્યો હતો. વરસાદને કારણે રાત રોકાઇ ગયો હતો. હજી હમણાં જ એની સાથે ફોન પર છેલ્લે છેલ્લે વાત કરીને બેઠી છું. જીવનના આ છેલ્લા દિવસે એટલું આશ્વાસન છે કે મારો પ્રેમ એકપક્ષીય ન હતો. સંતોષ છે. આખી રાત સાથે રહીનેય અમે એ પ્રેમની પવિત્રતા અને જીવન પ્રત્યેની નિષ્ઠા જાળવી શકયાં છીએ.

– 'મારી સામે એણે અધૂરો મૂકેલો પાણીનો ગ્લાસ છે ને બાજુમાં ટૅબ્લેટ્સ છે. મારી આત્મહત્યાનું એકમાત્ર કારણ મારો અન્યાયી, આક્રમણખોર અને વિકૃત પતિ રોહિત જ છે. એણે લગ્ન પહેલાં અને પછી પણ અનેક સ્ત્રીઓ સાથે સંબંધ રાખ્યા છે. અનેકનાં જીવન બરબાદ કર્યાં છે. ઇશ્વર પણ એને માફ નહીં કરે.'

ડ્રાઈવર બસમાં બેસી ગયો હતો. ઘરઘરાટી કરતી બસ ચાલુ થઈ. હું બેગ ઊઠાવી ઊતાવળે બસનાં પગથિયાં ઉતરી ગયો. બહાર વરસાદ ચાલુ થયો હતો. છત નીચે જવાને બદલે હું ખુલ્લા આકાશ નીંચે ભીંજાતો મારા ઘર તરફ જનારી બસની રાહ જોઈ રહ્યો.

---

**જિજ્ઞેશ બ્રહ્મભટ્ટ, ૯, ન્યૂ સૂર્યનારાયણ સોસાયટી, રન્નાપાર્ક, અમદાવાદ.**
**મોઃ ૯૪૨૮૧ ૨૪૧૧૫**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## દલપત ચૌહાણ – દલિત કવિતા વિશે

ફ્રેન્ચ સાહિત્યકાર બૉદલેરનો કાવ્યસંગ્રહ 'ફ્લાવર્સ ઓવ ઈવિલ'નું પ્રકાશન થયું. સમાજ અને સાહિત્યકારોની એક ટોળીએ બૂમ પાડી કુરૂપતા–કુત્સિતતાની તે વળી કવિતા લખાતી હશે?અને તે કવિતા કહેવાય કેવી રીતે! બસ, આ જ રીતે ગુજરાતી સાહિત્યમાં પ્રથમવાર દલિત કવિતાનો ઉદભવ થયો, ત્યારે સમાજના દલિત વર્ગે કવિતાને આવકારી પણ અદલિત સમાજ અને સાહિત્યકારોએ ગણગણાટ શરૂ કરેલો કે દલિત કવિતા કે કાંઈ દલિત કવિતા કહેવાય!

પરંતુ જે કવિતાનું નામકરણ 1974માં 'આર્તનાદ' નામના માસિકના 'દલિત કવિતા' કોલમમાં થયું તે કવિતાનાં જળ આજે સ્થિર–સ્ફટિકમય અને નિર્મળ થયાં છે.તે કોલમના સંપાદક ડૉ. રમેશચંદ્ર પરમાર હતા. તેમાં છપાયેલી કવિતામાં કેટલીક કવિતાઓ સાથે 'વ્યથા' નામની કવિતા છપાયેલી. ત્યારથી દલિત કવિતાએ પેન્થર (માસિક), આક્રોશ (ઋતુપત્ર) અને કાળો સૂરજ(ઋતુપત્ર) મારફતે અનામતિયા હુલ્લડોનો સામનો કર્યો અને 1981ના સમયગાળાથી દલિત કવિતાનો પ્રવાહ ધોધ રૂપે વહ્યો. ઘણા કવિઓનું ઉમેરણ થયું.

દલિતો પ્રત્યે સહાનુભૂતિની કવિતા તો ગુજરાતી સાહિત્યમાં ગાંધીના આગમન સાથે જ લખાતી હતી.તેમાં કેટલાય સાહિત્યકારોને આ ગાંધીની દલિતપ્રીતિ ગમી ગયેલી અને ગાંધીના નિધન સાથે પ્રીતિનાશ થયેલો. આઝાદી પૂર્વેના ગાળામાં દલિત કવિતા કે સાહિત્યનો પ્રવાહ ચાલી શક્યો નહીં કારણ કે દલિત સમાજ તે વેળાએ અભણ–નિરક્ષર હતો. સામાન્ય રીતે સાહિત્યમાં જોવાયું છે કે જે સાહિત્યકાર જે જાતિમાંથી આવ્યા, તેમણે હંમેશાં તેમની જાતિ વિશેના સાહિત્યની રચના કરી. અગાઉનાં વર્ષોમાં બ્રાહ્મણો સિવાયની જાતિઓ સાહિત્યમાં હતી જ નહીં. અન્ય જે કોઈ જાતિઓ હતી તે અપવાદરૂપ કિસ્સામાં હતી. તે પણ બ્રાહ્મણ,ક્ષત્રિય, વૈશ્ય સિવાયના વર્ગોની/વર્ણોની વાત લખવામાં નાનમ સમજતા. કવિઓ પ્રકૃતિ, પ્રેમ અને જાતિયતાની કવિતાઓમાં ગળાડૂબ હતા. જનસામાન્ય તેમાંથી બાકાત રહેતો. પ્રતિબદ્ધ કવિતાને શંકાની નજરે જોવામાં આવતી.

દલિતોમાં ભણતરના પ્રતાપે આઝાદી પછીના તરતના ગાળામાં ડૉ. આંબેડકરના નિર્વાણ સમયે દલિતોએ સામૂહિક રીતે કલમ પકડી અને ડૉ.. આંબેડકર વિશેની ગેય કવિતાઓ જુદા જુદા ઢાળમાં રચાઈ.પણ તેમાં બાબાસાહેબનું જીવન અને દલિતોની વ્યથા હતાં.

આઠમા દશકમાં જે કવિતાઓ રચાવા માંડી અને આજ સુધી જે કવિતાઓ રચાય છે તેનો મિજાજ નોખો છે. તેણે સાહિત્યમાં પોતાનું સ્થાન નક્કી કરી, પોતાની હાજરી પુરાવી છે.

કેટલાક સાહિત્યકારો માને છે કે સર્જન અને સર્જનાત્મકતા એ એક વૈયક્તિક મનોસંચલનોના આવિષ્કારની નિષ્પત્તિરૂપ ઘટના છે. અંગત અનુભૂતિનો પરિપાક એટલે કૃતિસર્જન. એમણે તો સમાજને કવિતામાંથી સાવ નકાર્યો એમ કહીએ તો ખોટું નથી.

દલિત કવિતાએ આ વિભાવનાથી ઉફરા ચાલવાનું સ્વીકાર્યું. માનવીય શોષણ, સામાજિક અન્યાય, ધર્મ સામે વિદ્રોહ, આર્થિક વિડંબણાઓ, સંપત્તિની વહેંચણી સામે આક્રોશ, વર્ણાશ્રમીય ધોરણ હેઠળ વહેંચાયેલી કામગીરીનો વિરોધ, આ બધું યથાતથ નિરૂપવા માટે હામ ભીડી.

સામાજિક વ્યવસ્થા સામે હજારો વર્ષથી ધૂંધવાટ હતો. એને વાચા મળતી ન હતી. તેને રાહબર મળતો નહોતો. ક્યારેક કોઈ અલપઝલપ દેખાયા ખરા પણ તેમનો અવાજ પ્રબળ બની શક્યો નહીં.ઓગણીસમી સદીમાં મહાત્મા ફૂલે, વીસમી સદીમાં મહાત્મા ગાંધી અને ડૉ. આંબેડકર આવ્યા.વીસમી સદી દલિતોને ફળી. તેમને માણસ તરીકે / નાગરિક તરીકે બંધારણીય સ્વીકૃતિ મળી. અદલિત સમાજ હજીય તેની માનસિક નઘરોળ માન્યતાઓ અને આચરણમાંથી બહાર આવી શક્યો નથી. ક્યાંક થોડું પરિવર્તન આવ્યું છે તો નવી રીતે અસ્પૃશ્યતા સળવળી રહી છે.

આ સાંપ્રત સામાજિક વ્યવસ્થા અંગે ડૉ. મહાવીરસિંહ ચૌહાણ 'દુંદુભિ' (કવિતાસંગ્રહ)ની પ્રસ્તાવનામાં લખે છે કે,

> *'દલિત સમાજ એ વાત સ્વીકારતો નથી કે આપણી સંસ્કૃતિ બહુ ઉદાત્ત, માનવીય તત્ત્વોથી સભર, ગતિશીલ અને ઉચ્ચ આશયવાળી છે. વર્ણવ્યવસ્થાએ એમની જીવનશક્તિ કોરી ખાધી છે.સ્થિતિસ્થાપકતા તેનાં મૂળમાં છે. કોઈ પણ પડકારની સામે શાહમૃગની જેમ આંખો બંધ કરીને ઊભા રહેવામાં જ તે પોતાની સુરક્ષા જુએ છે. દલિત કવિ તેને ભારતીય સંસ્કૃતિ તરીકે નહીં બલકે બ્રાહ્મણ સંસ્કૃતિ તરીકે ઓળખાવે છે. બ્રાહ્મણ સંસ્કૃતિ એટલે વર્ણવ્યવસ્થા ઉપર ટકેલ તેમજ વર્ણવ્યવસ્થા ટકાવી રાખવા વાળી સંસ્કૃતિ. દલિત કવિ,કવિતા આ બ્રાહ્મણવાદી સંસ્કૃતિનો અસ્વીકાર કરે છે.'(દુંદુભિ, પ્રસ્તાવના, પાના નં. 7)*

એટલે જ દલિત કવિતાના ઉદભવથી સાથે રહેલી દલિત કવિ ત્રિપુટીમાંના કવિ પ્રવીણ ગઢવી 'બ્રેઇનવોશ' કવિતામાં ભૂદેવોના ભેજામાં 'સદીઓથી જામી ગયેલા વિચારોના કાટ'ને સાફ કરવાનું આહ્વાન કરતા કવિતામાં કહે છે,

> *'મને થોડું ગંગાજળ આપો.*
> *અને એમાં ઉમેરો સાત પવિત્ર નદીઓનું પાણી.*
> *મારે આ ચિત્તપાવન બ્રાહ્મણની ફાટી ગયેલી ખોપરીમાંથી*
> *લબડી પડેલા એના ભેજાને*
> *ઘસી ઘસીને ધોવું છે.*
> *મને ટાટાની ડિટરડન્ટ ગોટી આપો.*
> *એના ભેજાના એક એક કોષને મારે સાફ કરવા છે.*
> *સદીઓથી જામી ગયેલો વિચારોનો કાટ*
> *ઘસી ઘસીને કાઢવો છે.' (દુંદુભિ,પાના નં. 25)*

દલિત કવિ ત્રિપુટીમાં પ્રવીણ ગઢવી હતા. સાથે બે અન્ય કવિ નીરવ પટેલ અને દલપત ચૌહાણ હતા.દલિત કવિતાના ઉદભવથી આજ સુધીમાં સવા સોથી દોઢ સો જેટલા કવિઓએ કવિતાઓ લખી છે.જ્યારે સિત્તેરથી એંશી જેટલા કવિઓના એક કે એકથી વધારે કાવ્યસંગ્રહો પ્રકાશિત થયા છે. જો કવિઓનાં નામ લેવામાં આવે તો પણ ઘણું લંબાણ થઈ જાય. જેથી હું બે–ત્રણ કવિઓ વિશે વાત કરીને મારી વાત પૂરી કરીશ. સાથે મારે કહેવું જોઈએ કે દલિત કવિતામાં હવે એટલું બધું માતબર કામ થયેલું છે કે દલિત કવિતાનો સમગ્ર કવિતા કે દલિત કવિતા જેવો વિષય નક્કી ન કરતાં કોઈ એક કવિ કે કોઈ કવિનો અન્ય કવિ સાથેનો તુલનાત્મક અભ્યાસ થાય તો તે અભ્યાસુઓ માટે ઘણું ઉપયોગી થઈ શકે તેમ છે.

પ્રથમ હું જે કવિ વિશે વાત કરવા માંગું છું તેમના કાવ્યસંગ્રહનું નામ છે, 'બહિષ્કૃત ફૂલો'. હું તેમાંની કેટલીક કવિતાઓ વિશે વાત કરીશ.

આ સંગ્રહમાં લગભગ બાસઠ જેટલી કવિતા છે. તમામ કવિતાઓ અછાંદસ છે. તેમણે ગીત, ગઝલ કે કવિતાના અન્ય પ્રકારમાં હાથ અજમાવ્યો નથી. તેમની કવિતાઓ ઘણી પ્રલંબ અને વિચારપ્રધાન છે. તેનાં રૂપરંગઢંગઢબ અન્ય કવિઓથી સાવ નોખાં છે. તેમજ ક્યારેક ઈતિહાસનાં પાત્રો સાથે સમાજનાં પાત્રો જોડાયેલાં રહે છે. કવિતામાં વ્યંજના,વક્રતા, વ્યંગ અને વેદના છલકતાં રહે છે. કવિતામાં જિજીવિષાનું એક વર્તુળ છે. 'ફૂલવાડો'માં માનવી પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા પોતાને સતત સંકોરતો રહે છે. પ્રતિકૂળતાને પોતાના પર હાવી થવા દેતો નથી.ભયંકર વિટંબણાને પણ ફૂલ જેવી હળવાશથી આલેખતો કવિ કહે છે /કહેવાય છે,

*'ફરમાન હોય તો માથાભેર,*
*ફૂલોને કાંઈ બીજું કહીશું.*
*........'*
*પછી કવિતા આગળ પગરણ માંડે છે,*
*'આ ફૂલો સદીઓથી અંધકારમાં સબડતાં હતાં.*
*કદીક ચાંદની રાત મળે તો પોયણાંની જેમ પાંગરતાં,*
*કદીક રાતરાણીની જેમ છૂપા છૂપા સુવાસ ફેલાવતાં*
*કદીક લજામણીની જેમ મૂગા મૂગા રડતાં.'(બહિષ્કૃત ફૂલો, પાના નં. 2)*

કવિતામાં એકસાથે આજીજી છે. જીવનનું જિવાતું સત્ય છે. વિકાસ સાધવાનો છૂપો મનોરથ છે. ને તેમ તેમની ઇચ્છા બર ન આવતાં દુઃખ ભારોભાર જણાય છે.

'ફૂલ' શબ્દ કવિતા સાથે એવો જડાઈ ગયો છે કે દલિતો માટે વપરાતી કહેવતોને નવો આયામ મળ્યો છે. 'ફૂલ ફજેતો, ગામ હોય ત્યાં ફૂલવાડો હોય.' આ પંક્તિઓ દલિત સમાજના દૂઝતા ઘાને તાદશ્ય કરી આપે છે.

નાટ્યકાર શેક્સપિયરે સાચે જ કહ્યું છે કે 'નામમાં શું બળ્યું છે.' હા, કદાચ એ સાચો ઠરે છે. નામમાં શું બળ્યું છે.જે કાંઈ છે, તે તો તેના 'સ્વ' સાથે જોડાયેલું છે. અર્થ અને શબ્દને શું લેવાદેવા જે છે તેને ઓળખો એ સાચું સત્ય. એટલે જ કવિ કહે છે,

*'.......*
*અને આમને ફૂલો કહીશું,*
*ગંદ કાંઈ થોડી જવાની છે.'(બહિષ્કૃત ફૂલો, પાના નં. 3)*

નીરવ પટેલની કવિતામાં બોલચાલની ભાષાનું ઐડપણું અને નોખાપણું છે. દાઢ કચકચાવીને બોલવાની ઉગ્ર પરંપરા, દલિત સમાજની પરિસ્થિતિઓનું દશ્યાત્મક ચિત્રાંકન અને દલિત ઓળખની વિવિધતાઓ મળે છે.

રાજકારણ, દલિતકારણ, સંયમિત કટાક્ષ અને કહોડાફાડ ભાષા જોવા મળે છે. કલ્પન અને કાકુ ઉપરાંત સ્વભારથી ખચિત તળપદ ભાષાના હળવા ઉપહાસ, મશ્કરી કે હાસ્ય કવિતામાં કવિતામાં મળી આવે છે. 'હું ન ડોશી' કવિતામાં આ સઘળું જરૂર માણી શકીએ,

*'ભૈ તમન હોંપ્યા રાજ ન પાટ,*
*અમારઅ તો ભલો અમારો રઝળપાટ.*
*કો' દાડો ચઢ સ*
*ન ડોશી ખોટી થાય સ*
*પાપમાં પડવાનું સ*
*પણ બાલ્યું પાળવાનું સ.*
*એટલે મત તો પાક્કો મનુભૈન*

*બોલો,આલવા સઅ માથી દીઠ બાર?*

*બે...સ... ?*

*હું ન ડોશી.' (બહિષ્કૃત ફૂલો, પાના નં. 4)*

કવિની કવિતામાં પ્રૌઢી વરતાય છે. તેમ છતાં તેમની કવિતાઓ પ્રસંગના પ્રત્યાઘાતમાંથી અવતરેલી છે. 'વહવાયાં','જેતલપુર હત્યાકાંડ','કૂતરો દ્વિજ થયો'.'ભૂદેવો અને બાકીના સૌ પામર જીવડાંઓ', 'પટેલ લાડુ','ભવની ભવાઈના પ્રિમીઅરમાં',વગેરે આનાં ઉદાહરણ ગણી શકાય.

કવિને તેમની કવિતામાં વિશાળ વાંચનનો ખૂબ લાભ મળ્યા છે અને પરિણામે સાંપ્રત કવિતાને ઉલ્લંઘી જવાનો મોકો મળ્યો છે. કવિતા પદ્ય કરતાં ગદ્યની વધારે નજીક જતી જણાય છતાં સહ્ય અને સદ્ય બને છે. કવિતાની ગતિશીલતા એની બીજી ધાર્મિતા છે. તેમની કવિતા સ્વની ઓળખ છે તે સ્વીકારવું રહ્યું.

દલિત કવિતાને બીજો અનોખો સ્વ-ભાન કવિ મળ્યો છે. એ કવિની કવિતા વિશે કહેતાં પહેલાં મને ફરીથી ડૉ. મહાવીરસિંહ ચૌહાણની ઉક્તિઓ નોંધવાનું મન થાય છે,

*'આજનો દલિત સમાજ એક ઐતિહાસિક સ્થિતિની નીપજ છે. એટલે જ ઐતિહાસિક અનુભવ દલિત સંવેદનાની જરૂરિયાત તરીકે કવિતામાં અભિવ્યક્ત પામે છે. કવિતા રચનાની પ્રક્રિયાના સંબંધમાં એક સામાન્ય વિશ્વાસ એ છે કે સૌંદર્ય-અનુભૂતિ યુગની નથી હોતી, ક્ષણની હોય છે. કવિનો જે અનુભવ તેની સૌંદર્યાનુભૂતિની ક્ષણમાંથી પસાર થઈને આવતો નથી, તેનો રચનામાં વિનિયોગ થતો નથી, આ દષ્ટિએ દલિત કવિતાની રચના પ્રક્રિયા આધુનિક બોધથી તદ્દન ભિન્ન છે,' (દુંદુભિ, પ્રસ્તાવના, પાના નં. 11)*

આધુનિક બોધથી તદ્દન વિપરીત એવો તળપદ ભાષાને પોતાના હાથવગા હથિયાર તરીકે વાપરનાર કવિ સાહિલ પરમાર છે. તેમના બે કવિતાસંગ્રહ થયા છે. 'વ્યથાપચીસી' અને 'મથામણ'.ઉપરાંત, 'એક રકાબી ફૂટી'નામનું દીર્ઘ કવિતાનું પુસ્તક આપ્યું છે.

સાહિલ પરમાર દલિત કવિતાનું સબળ નામ છે. રુક્ષતા ને નિર્ભયતાના કવિની કવિતાઓ અદલિતોને અરુચિકર લાગે છે. મોઢું મચકોડવા માટે પ્રમાણ પૂરું પાડે છે, પરંતુ દલિત સમાજે તેમની કવિતાને ઉત્સાહથી, માનભેર સ્વીકારી છે. માણી છે. અદલિત સમાજ દ્વારા કવિતામાં સહજ ભાવે આવતા ગુસ્સા-જુસ્સાને તથા ગાળને નકારવાનું વલણ અપનાવાયું છે. રૂઢિવાદીઓએ તે તેને વખોડવાનું કામ કર્યું. સાહિલ પરમારની કવિતામાં આવતું બરછટપણું તેમનો વિશેષ છે.

આમ તો તેમણે ત્રણ પુસ્તકો આપ્યા એમ ગણાય છતાં 'મથામણ' કાવ્યસંગ્રહમાં તેમણે અગાઉનાં બે પુસ્તકોની કવિતાઓનો સમાવેશ કરી દીધો છે.

શોષણ,ચિંતા, વિષાદ, અભાવ, આભડછેટ, બેરોજગારી, સ્ત્રીઓ પરના અત્યાચાર, ભૂખમરો, બેહાલી,ગરીબી, સામંતશાહીની છાયા ધરાવતા સમાજ સામે આક્રોશ આ સઘળું તેમની કવિતાના પરિપ્રેક્ષ્યમાં સુંદર રીતે ગૂંથાયેલું જણાય છે. તેમની કવિતા 'તાંણવા માટઅ નૈં આવવાના' વિશે ખૂબ ઊહાપોહ થયેલો. થોડીક પંક્તિઓમાંથી પસાર થઈએ,

*'જી...પાંણી'લ્યા ખૉવ તમે નઅ,*

*ચૂહી ચૂહી ખોખલું કરી,*

*અમનઅ આલો ખેંચવા માટઅ,*

*મોટ્ટું જાંણી દાન કર્યું ઇંમ કે'તઅ કે'તઅ...'*

સાહિલ પરમારે અછાંદસ કવિતા સાથે ગીત, ગઝલ પણ લખ્યાં છે. સર્-રિયાલિસ્ટિક કવિતાના પ્રયોગો કર્યા છે.

*'હાથ તે પેલા જળને વાગે,*

*કે પછી જળ હાથને વાગે*

*કે બેઉ બેઉને વાગે... '*


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

જેવી કવિતાનું નામ જ આપણને સટ્ટાક સટ્ટાક વાગવા લાગે છે. 'ચાબખો અને દેહ એક અનુભૂતિ'. 'રોટલાની મંડાઈ મ્હોંકાંણ', 'મિલ છૂટ્યાની વેળા'માં અને અદલિત વિષમતાઓનું તાદશ્ય દશ્ય મળે છે. દલિત સમાજ અને અદલિત સમાજ વચ્ચે કેવી વિશાળ ખાઈઓ છે તેનું સાહજિક, પ્રતીકાત્મક, કલાત્મક ચિત્રણ 'એટલું જ' નામની કવિતામાં મળે છે. કવિ કહે છે,

*'તારા બંગલા ઉપર ધ્વજ ફરકે છે,*
*ત્યારે,*
*વંદેમાતરમ્ અને જનગણના સૂરો*
*મિલના સાંચાની ઘઘરાટી ભેદી*
*મારા કાન સુધી પહોંચી શકતા નથી.*
*એટલું જ,*
*વિશેષ કશું નહીં.*
*.....*
*ક્યારેક,*
*ભારત મારો દેશ છે.*
*શાળાજીવન દરમ્યાન કરેલો પોપટપાઠ,*
*યાદ આવી જાય ત્યારે...*
*હું..ખડખડાટ હસી પડું છું.*
*એટલું જ,*
*વિશેષ કશું નહીં.'*

સાહિલની કવિતામાં જુસ્સો છે. ગુસ્સો છે. લય છે. તાલ છે. સામાજિક પ્રતિબદ્ધતાને સમાજને બદલવાની નેમ છે. આશાવાદ છે. એ કહે છે,

*'ધકેલાતાં અંધારે કૂટાતાં પગલાં,*
*હતાં ઝાડુ પછવાડે ભૂંસાતાં પગલાં,*
*લપાતાં છુપાતાં હતાં કાલે કિંતુ,*
*દઢ નિશ્ચયે આજ મૂકાતાં પગલાં.'*

એક કવિ હુંકાર કરીને ઈશ્વરનેય ધમકી આપે છે કે,

*'ભગવાનને હું આમ જ,*
*લટકાવી દઈશ સૂર્ય સામે,*
*મૂકી દો નસે નસમાં Blood Suckor!'*

હા,એમ કરવું જરૂરી છે. આ કવિતાના કવિ છે હરીશ મંગલમ્. પરંતુ હું તેમની કવિતાની વાત નહીં કરું. હું એક એવા કવિની વાત કરવા માંગું છું જેમણે થોડી કવિતા લખી છે, છતાં એક સુંદર વિત્તવાન કાવ્યસંગ્રહ આપ્યો છે. એ કવિ આપણને પૂછી રહ્યા છે,

*'વિતેલા આયખાનું રોજ રોજ ગાવાનું*
*બેસૂરું અધ્ધરિયું ગાણું.'*

થોડામાં ઘણું કહેતો વાસ્તવવાદી કવિ છે અરવિંદ વેગડા અને કાવ્યસંગ્રહ છે 'પગેરું'. કવિ કહે છે,

*'આવવું છે તોય હવે આવીએ રે કેમ?*
*તમે રસ્તાની ધગધગતી ધૂળ.*
*ખીલવું છે તોય હવે ખીલીએ રે કેમ?*
*અમે ટૂટેલી ડાળખીના ફૂલ.' (પગેરું, પાના નં. 1)*

કવિ આશાવાદી છે. એને દલિત સમાજ અને દલિત સમાજ વચ્ચે પડેલી તિરાડ પાર કરવી છે. પણ તે રસ્તો પાર કરી શકે તેમ નથી. તેઓ તો રસ્તા પર ધગધગતી ધૂળ થઈ વિખરાઈ પડ્યા છે.ખીલવાની ઈચ્છા હોવા છતાં એ ખીલી શકે તેમ નથી, તે તૂટેલી ડાળખીના ફૂલ છે. ધગધગતી રેતી, તૂટેલી ડાળી જેવાં પ્રતીક અહીં કવિ અંકે કરે છે. કવિએ અછાંદસ, ગઝલ અને ગીત લખ્યાં છે.

સમાજમાં ઈશ્વરનાં સ્થાનોમાં કે સામાજિક જીવનમાં જે ગંદકીઓ છે, તેને સાંગોપાંગ કવિતારૂપ આપવાનું કાર્ય એમની કવિતામાં થયું છે, તાદ્દશ્યતા, વિષમતાનો ભાર, મિલમજૂર, ખેતમજૂર,અનામતિયાં હુલ્લડ, લય બધું તેમની કવિતામાં સંભવે છે. તેમની કવિતામાં અછાંદસ દ્દશ્યાત્મકતાનો લય અને દ્દશ્યોની વિરૂપતા જોતાં ધ્રૂજી જવાય છે. 'હડસેલો', 'સૂરજ', 'સંઘર્ષ','સૂર્યવેધ', 'મંદિરમાં' વગેરે કવિતાઓ ધ્યાનપાત્ર છે,

*'...આંખો બંધ કરું ને*
*પેલા તૂટેલા માણસના હાથ પરની*
*બણબણતી માખી.*
*ભગવાનના નાક પર બેસી*
*બાળકના લીંટને આરોગતી બેસે છે.*
*મારા હાથ પર...'*

વળી,પાછું કહું કે દલિત કવિતા માતબર છે ને કવિઓનો મોટો કાફલો છે. તેમાંથી મેં બે-ચાર કવિઓ વિશે વાત કરી. તમે સાંભળી.

(ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર અને શ્રી એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદના સંયુક્ત ઉપક્રમે યોજાયેલા પરિસંવાદમાં આપેલું વક્તવ્ય. તા. 11-12-2010)

---

**દલપત ચૌહાણ, પ્લોટ નં. 928/2,સેક્ટર 7સી, ગાંધીનગર, 382007**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## અજિત મકવાણા– અણદીઠા–અનંગનો અંગે ખટકો

---

### કેવડિયાનો કાંટો

કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે,
મૂઈ રે એની મ્હેક, કલેજ દવ ઝાઝેરો લાગ્યો રે.
બાવળિયાની શૂળ હોય તો
ખણી કાઢીએ મૂળ,
કેર–થોરના કાંટા
અમને કાંકરિયાળી ધૂળ,
આ તો અણદીઠાનો અંગે ખડકો જાલિમ જાગ્યો રે,
કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે.
તાવ હોય જો કડો ટાઢિયો
કવાથ કુલડી ભરીએ,
વાંતરિયો વળગાડ હોય તો
ભૂવો કરી વેતરીએ,
રૂંવે રૂંવે પીડ જેની એ તો જડે નહ કહ ભાંગ્યો રે,
કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે.
– રાજેન્દ્ર શાહ

સિતાંશુ યશશ્ચન્દ્રની એક કવિતાની પંકિતઓ છેઃ ‘ફરે, ચરે, રતિ કરે, ગર્ભને ધરે, અવતરે, મરે.’ આ સૃષ્ટિનો, જીવનનો ક્રમ છે, નિયતિ પણ કહેવાય. એક કુદરતી ક્રમિક ક્રિયા. પ્રકૃતિગત વૃત્તિ. અહીંથી શરૂ થાય ને અહીં જ પૂરું પણ થાય. જીવન અને મૃત્યુનાં બે અંતિમો. ધર્મશાસ્ત્રોમાં પણ ચાર પુરુષાર્થનું વર્ણન છેઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એક કાળે ધર્મનું પ્રાધાન્ય હતું, આજની પેઢીમાં અર્થનું પ્રાધાન્ય છે. મોક્ષનું નામ–નિશાન કયાંય નથી – એટલે કદાચ, ‘કામ’ ઊછાંછળાપણાની જેમ સર્વત્ર છે. જોકે, આદ્ય કવિ નરસિંહે તત્ત્વ–અધ્યાત્મની કવિતા ગાઈ છે. ભકિતનાં પદોથી આરાધન કર્યું છે, પણ એમણે પણ કૃષ્ણને ગોપીભાવે ભજયા છે. સર્વ સર્મિપત કરવાની ભાવના એમનાં પદોમાં સાંભળવા મળેઃ ‘શિર સાટે નટવર વરિએ રે.’ નરસિંહ મહેતાએ સર્મિપત ભાવથી શૃંગાર કવિતા પણ ગાઈ છે. એનાં મૂળ સંસ્કૃત કાવ્યોમાંય મળે છે. ફાગુ–રાસા, વગેરેમાં એવાં વર્ણનો આવે છે. સુરેશ દલાલની એક કવિતામાં આવે – ‘અમસ્તી અમસ્તી અમસ્તી ગમે છે. આ લચકતાં સ્તનોની વસ્તી ગમે છે.’ એમાં બહુ છોછ કે ઊછાંછળાપણું નથી વરતાતું, કશી સૂગ નથી જન્મતી. ઘણાને મનના છાના ખૂણે આવી કવિતા

માણ્યાનો હરખ પણ ઉમટે. વિનોદ જોશી પણ એક કવિતામાં રતિક્રિયાને શબ્દાકાર આપે છેઃ 'ઝેરી કાળોતરો ડંખ્યો, કાંઇ મીઠો લાગ્યો, મારી આરપાર શેરડીનો સાંઠો રે લોલ..'

આવાં અન્ય ઊદાહરણ પણ નોંધી શકાય. ટૂંકમાં, સાહિત્યમાં આ પ્રકારની અભિવ્યકિતને ઘણીવાર સહજતાથી લેવાઈ છે. તો–
મહાતત્ત્વાચાર્ય ઓશો રજનીશે મનુષ્યની, પ્રાણીજીવમાત્રની આ વૃત્તિને, પ્રવૃત્તિને ઈશ્વરદત્ત ગણાવી છે. 'સંભોગથી સમાધિ સુધી' પુસ્તક એના વાચ્યાર્થમાં ઘણું બધું કહી જાય છે.

સૃષ્ટિનો નિયમ છેઃ ઊત્પત્તિ, સ્થિતિ અને લય. ઊત્પત્તિમાં રતિ છે. અને રતિ વગર તો માત્ર એકકોશી જીવો જ સંભવી શકે, મનુષ્ય નહીં, એ મૂળ મુદ્દાની વાત છે. એ રીતે પણ એનો નકાર કે છોછ ન હોવો જોઇએ.

'કેવડિયાનો કાંટો'માં રતિભાવ છે. એક પ્રકારની એકસટસી. મુગ્ધા કન્યાની મદોન્મત્તતાનું આ ગીત છે. જેને અંગેઅંગ અનંગ ઉમટ્યો છે એવી કુંવારિકાની અનુભૂતિની અભિવ્યકિત છેઃ
'કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે,
મૂઈ રે એની મ્હેક, કલેજે દવ ઝાઝેરો લાગ્યો રે.'

'કેવડિયાનો કાંટો' રતિભાવના પ્રતીક તરીકે અહીં પ્રયોજાયો છે. મુગ્ધા કન્યામાં જાગેલા રતિને એ પ્રકટ કરે છે. કેવડિયાનાં પાનની માદક સુગંધથી એનો ઊન્માદ વધે છે એ વાત 'કલેજે દવ ઝાઝેરો લાગ્યો રે' દ્વારા કળી શકાય છે. આમ પણ જયારે રતિભાવ પ્રગટ થાય છે ત્યારે એના પ્રત્યક્ષ અનુભાવોમાંનો એક આ પણ છેઃ શરીરમાં ગરમાવો પ્રગટવો – અંદરની આગ.

'કેવડિયાનો કાંટો' અંતરમાં ખડકો કરે છે, બાહ્ય કશું નથી, જે છે તે અંદર છે. બહારથી દેખાતો હોત તો... નાયિકા કહે છેઃ
'બાવળિયાની શૂળ હોય તો
ખણી કાઢીએ મૂળ.'

મૂળ સમેત ઊખેડી, ખેંચી કાઢીએ. કેર–થોરના કાંટાય સામાન્ય ગણાય. એનોય ઈલાજ છે. એ નક્કર છે. નક્કર કાંટા. આ જે ડંખ લાગ્યો છે તે તો સૂક્ષ્મ છે, અદશ્ય છે. કહે છેઃ
'આ તો અણદીઠાનો અંગે ખડકો જાલિમ જાગ્યો રે'

આ પંકિત દ્વારા નાયિકા મુખરપણે ઊન્માદાવસ્થા વ્યકત કરે છે. આ પંકિતમાં રતિભાવ સ્પષ્ટ વંચાય છે. 'અણદીઠાનો' શબ્દ દ્વારા અનંગ, કામદેવની ઊપસ્થિતિ સમજાય છે. અનંગનો અંગેઅંગ ખટકો જાગ્યો છે. ખટકો પાછો ઓછો નથી, 'જાલિમ' છે. પીડાદાયક.

કાવ્યનાયિકાના કલેજે અનંગનો રંગ લાગ્યો છે, કલેજે એનો દવ લાગ્યો છે, એનું અંગાંગ કામદાહથી તપી રહ્યું છે, એટલે,
'તાવ હોય તો કડો ટાઢિયો
કવાથ કુલડી ભરીએ'

આંતર–બાહ્ય બંને દેહમાં ‘આગ’ ‘દાહ’ છે. શરીર ગરમ છે એટલે તાવની કલ્પના કરી શકાય. નાયિકા તાવનો નકાર કરે છે. ના, તાવ નથી. હોત તો એનો ઈલાજ ‘કવાથ’ પી લેત.

રતિભાવના અનુભાવો, બાહ્ય લક્ષણોમાં એક તે, અંગોનું ગરમ થવું અને બીજું તે, ધ્રુજારી, કંપ. ધ્રુજારીને વળગાડરૂપે કલ્પીને પંકિતઓ આવે છેઃ
‘વાંતરિયો વળગાડ હોય તો
ભૂવો કરી વેતરીએ’

નાયિકાને ખબર છે, વળગાડ નથી. વનવગડામાંથી ‘મામો’ વળગ્યો હોય એવી કલ્પના અહીં કામ લાગે, પણ ના, આ જુદો ‘મામો’ વળગ્યો છે, એટલે ભૂવો પણ આમાં કશું કરી શકે નહીં.

કાવ્યના અંતે નાયિકા કહે છેઃ
‘રૂંવે રૂંવે પીડ જેની એ તો જડે નહીં કહીં ભાંગ્યો રે.’

રતિભાવની રોમ રોમ પીડા છે. આ પીડા એવી છે કે એને કયાંય ભાંગી શકાય તેમ નથી. કારણ, નાયિકા ભલે મુગ્ધા હોય, ગામડાની છે. સમાજનાં કેટલાંક નીતિનિયમો, બંધનો મનના ઉમટતા ભાવોને નડતાં હોય છે. ‘કુંવારકા કન્યા’ને માટે અનંગના ઊન્માદને ભાંગવાનું, આગને ઠારવાનું શકય નથી. એની પીડ તો એણે વેઠવી જ રહી. છૂટકો નથી – એ ભાવ આ પંકિત દ્વારા વ્યકત થયો છે.

તળપદ ભાવ–ભાષા–લયમાં, પ્રતીકાત્મક રીતિથી રતિ, ઊન્માદ અવસ્થાનું નિરૂપણ કવિત્વશકિતનું જમાપાસું છે. વધારે મુખર બન્યા વગર ભાવાભિવ્યકિત એ આ કવિતાની વિશેષતા છે.

કાવ્યમાં વનવગડો, મ્હેક, કલેજે, દવ, બાવળિયો, કેર થોર, ખડકો, કુલડી, વાંતરિયો વળગાડ, વેતરીએ, રૂંવે રૂંવે જેવા શબ્દોમાં લોકબોલી, તળ ગુજરાતી ઝળકે છે. આ તળપદા શબ્દો અને ગીતમાં રહેલી ગેયતા સુહૃદ છે.

‘મૂઈ રે એની મ્હેક’માં ‘મૂઈ રે’ એ સંબોધન છે કે વિશેષણ છે, એ જાણવા–સમજવા ક્ષણેકવાર થોભવું, વિચારવું પડે. ‘મૂઈ રે’નો અહ પ્રગટતો અર્થ ‘અરે’ જેવો ભાવ વ્યકત કરે છે.

રાજેન્દ્ર શાહનું નામ ગુજરાતી કવિતા સાહિત્યમાં પ્રથમ પંકિતમાં લેવાય છે. એમના સમગ્ર કવિતાના સંગ્રહમાં હજારથી પણ વધુ કવિતા હશે. સંસ્કૃત તત્સમ્ શબ્દોનો વિનિયોગ એમની કવિતામાં આગવો લયહિલ્લોળ રચે છે, એવું એમની કવિતાઓ વાંચતાં સહજ અનુભવાય. તો, લોકબોલીનાં અને લોકઢાળનાં, ઊર્મિથી ભર્યાં ગીતોની એમની ભાવાભિવ્યકિતથી ગુજરાતી કવિતા સાહિત્ય સમૃદ્ધ બન્યું છે. એમનાં કેટલાંક ગીતોએ લોકગીતનું સ્વરૂપ ધારણ કરી લીધું છેઃ ‘ઇંધણાં વીણવા ગૈતી મોરી સૈયર’, ને આ, ‘કેવડિયાનો કાંટો’ પણ લોકગીતની કક્ષા સુધી પહોંચી ગયું છે.

---

**અજિત મકવાણા, સેકટર નં. ૧૩–એ, પ્લોટ નં. ૬૬૨–૨, ગાંધીનગર–૩૮૨૦૧૩**
**મો. ૯૩૭૪૬૦૬૫૫૪**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

# હેતલ ગાંધી– સૌંદર્યની નદી નર્મદામાં સંસ્કૃતિ

માનવીની ગતિશીલતાનું પ્રમાણ ઇતિહાસમાં તેણે ખેડેલા પ્રવાસ દ્વારા મળે છે.નવી જગ્યાએ ફરવું, ત્યાંના લોકોને મળવું, પરંપરાને અનુભવવી,પ્રકૃતિનાં રહસ્યોને તાગવા એ સનાતનકાળથી મનુષ્યના કૂતુહલના વિષય રહ્યા છે. તેથી જ તો રવિન્દ્રનાથ ટાગોરે માનવીને ‘સનાતન યાત્રી’ કહ્યો છે અને ઐતરેય બ્રાહ્મણોમાં પણ ‘**चरैवति चरैवति**’ જેવા સૂત્રો જોવા મળે છે. સંસ્કૃત ભાષામાં એક ઊકિત છે. **चराति चरतो भागः** આ શબ્દનો અર્થ સતત ગતિ સૂચવી જાય છે.

પ્રવાસ મનુષ્યની અનુભવની અને જ્ઞાનની સીમાઓ વિસ્તારે છે. પ્રવાસ માત્ર દેહની જ આવશ્યકતાઓ સંતોષવાનું કારણ અને સાધન ન રહેતા મન અને આત્માની તૃપ્તિનું માધ્યમ પણ બને છે. કુદરતની ઋતુલીલા, ઊત્તુંગ ગિરિશૃંગો, ઊંડી અંધારી ખીણો, લીલા ગાઢ અરણ્યો,બળબળતા રણો, ચંચલ નદીઓ, નિર્ઝરો, છલછલતાં સરોવરો,પથ્થરોને ચીરતા ધોધ, મહાસાગરો તેમની વચ્ચે અને બીજી બાજુ વસતા વિવિધ માનવીઓએ અને પ્રકૃતિએ માણસને સદા મોહિત કર્યો છે. પ્રવાસ સંસ્કૃતિ એકતાનું સક્ષમ માધ્યમ છે, જેના દ્વારા વિવિધ પ્રકૃતિ ઊપરાંત સંસ્કૃતિથી પરિચય પામે છે. જુદાં જુદાં પ્રદેશોના પ્રજાજીવન,પહેરવેશ, રૂઢિ–માન્યતાઓના અનુભવો પ્રચાસ દ્વારા પામી શકાય છે. એ રીતે તેને જીવન જીવવાનું બળ અને જીવનભર સંગ્રહી શકાય એવું ભાથું મળે છે.

પ્રવાસ સાહિત્યમાં લેખકે પ્રવાસ કરતાં અનુભવેલા પ્રસંગો, જોયેલ સંસ્કૃતિ, પ્રકૃતિ, વાસ્તવિક અનુભવોનું વર્ણન કરવાનું હોય છે. કાકાસાહેબ કાલેલકર ‘હિમાલયના પ્રવાસ’માં લખે છે કે ‘આપણી વર્ણાશ્રમ વ્યવસ્થામાં પણ પ્રવાસનું મહત્ત્વ છે.’ દુનિયાના દરેક ધર્મમાં તીર્થયાત્રાની વ્યવસ્થા આ માટે જ કરવામાં આવી છે. એમાં પણ યાત્રાઓ તો ભારતીય સંસ્કૃતિની સમન્વયતા, સહિષ્ણુતા, કર્મફળ–શ્રદ્ધા, મોક્ષ,અનાસકિત, યોગ વગેરે દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનું ઊત્કૃષ્ટ માધ્યમ છે.

ભારતમાં નદીઓને માતા કહી છે. આથી શ્રદ્ધાળુઓ નદીની પરિક્રમા કરે છે. આવા જ એક નર્મદા પરિક્રમાના પ્રવાસ પર લેખક અને ચિત્રકાર શ્રી અમૃતલાલ વેગડે પ્રથમ પુસ્તક ‘પરિક્રમા નર્મદા મૈયાની’અને બીજું પુસ્તક ‘સૌંદર્યની નદી નર્મદા’ પ્રગટ કર્યું છે. પ્રથમ પુસ્તકમાં ૧૮૦૦ કિ.મી. લાંબી પદયાત્રાના વર્ણનો છે. જયારે દ્વિતીય પુસ્તકમાં બાકી રહેલા ૮૦૦ કિ.મી.ની પદયાત્રાનું વર્ણન છે. અહીં ‘સૌંદર્યની નદી નર્મદા’ના સાંસ્કૃતિક પરિપેક્ષ્યમાં વાત મૂકવાની હોવાથી તે સંદર્ભમાં અહીં ગુજરાતના નારેશ્વરથી ગ્વારીઘાટ,જબલપુર(મધ્યપ્રદેશ) સુધીની નર્મદાના ઊત્તર કાંઠાની યાત્રાની અનુભવકથા વર્ણવી છે. લેખકની આ પરિક્રમા સળંગ નથી, ટૂકડે ટૂકડે કરેલી પરિક્રમા છે. તેનો ઊદ્દેશ ધાર્મિક નથી પણ સૌંદર્ય, કળા કે સાહિત્યની દષ્ટિથી કરી છે. ઋષિઓ કહે છે કે તપ નર્મદા તટે જ કરવું આ નર્મદાનો અર્થ નર્મ એટલે આનંદ આપનારી, સુખ આપનારી થાય જયારે તેનું બીજુ નામ ‘રેવા’નો અર્થ કૂદવું થાય, જેમાં તેની આરણ્યક સંસ્કૃતિની ઝલક મળે છે.

શ્રી ચંદ્રકાન્ત શેઠ લેખક અમૃતલાલ વેગડ વિશે કહે છે કે 'નર્મદાના સાંસ્કૃતિક સંવાદદાતા, એવા આ સર્જક માટે નર્મદા જીવનચેતના, આધ્યાત્મચેતના અને સૌંદર્યચેતનાના ત્રિવેણી તીર્થરૂપ બની છે. સર્જકનો પ્રકૃતિપ્રેમ, માનવપ્રેમ, જીવનપ્રેમ,રાષ્ટ્રપ્રેમ ને કલાપ્રેમ નર્મદાના નિમિત્તે એમના વાક્પ્રવાહને બે કાંઠે સભર રાખે છે !'

નર્મદાને કાંઠે કાંઠે ચાલતા લેખક સવાર, સાંજ, રાત્રિ અને એ સાથે સમગ્ર પરિવેશના સૌંદર્યનું પણ આકંઠ પાન કરતા ગયા છે. એક કલાકાર તરીકે પ્રકૃતિક સાથેનું એમનું તાદાત્મ્ય કૃતિમાં આપણે ઠેર ઠેર અનુભવી શકીએ છીએ. નર્મદાના તટના પરિવેશના પ્રાકૃતિક મનોરમરૂપો સાથે અહીં આપણને જોવા મળે છે કે અદભુત માનવમેળો,સ્વયં લેખકે કહ્યું છે કે, 'મને નર્મદાકાંઠે નિસર્ગની અપૂર્વ ભવ્યતા સાથે માનવતાનું સહજ સૌંદર્ય પણ જોવા મળ્યું.' આ માનવીય સંસર્ગના કારણે તેમની પરિક્રમા અનેક રીતે સમૃદ્ધ બની છે. અને એમની અભિજ્ઞતાની ક્ષિતિજો વિસ્તરી છે. નર્મદા વિશે લેખકનું ચિંતન છે કે, "નર્મદા જયારે કમંડળમાં આવી જાય,ત્યારે એ નર્મદા નથી રહેતી, નર્મદાજળ બની જાય છે એ જળને જો પાછું નર્મદામાં પ્રવાહિત કરી દેવામાં આવે તો એ ફરી નર્મદા બની જાય."(પૃ.૧૧૪)

"સૌંદર્યની નદી નર્મદા" પુસ્તકમાં નર્મદા કિનારે વસતા આદિવાસીઓ તેમની પરિક્રમાવાસીઓ પ્રત્યેની શ્રદ્ધા, તેમના રીતરિવાજો અને ગમે તેવી કઠિન પરિસ્થિતિમાં, અભાવોની વચ્ચે પણ હસતાં હસતાં જીવન વિતાવવાની ખુમારીના દર્શન પ્રસંગોપાત થતા રહે છે. પરિક્રમાવાશીઓને અને એમને અન્ન કે આશરો આપનારા નર્મદાકાંઠાના કોઇપણ પરિવારોની ભાવનામાં આપણી સંસ્કૃતિનાં મૂળ કેટલે ઊંડે ઊતરી ગયા છે ? અને તે રોજબરોજના વ્યવહારમાં કેવી રીતે ઝળકી ઊઠે છે ? તેનો અનેરો આસ્વાદ આ કૃતિ કરાવે છે. મૌનીમાતાના આશ્રમથી કરૌંદી જતા લેખક એક બાબા સાથે રાત રોકાય છે ત્યાં આખું ગામ ગૌડ કુટુંબોનું છે. અહીં એક લગ્નના આમંત્રણનો સ્વીકાર કરી અમૃતલાલ લગ્નમાં જાય છે. ત્યારે જાણવા મળે છે કે, હવે અહીં રિવાજ બદલાય ગયો છે. નહીં તો પહેલા ગૌડ સમાજમાં છોકરીવાળા જાન લઇને છોકરાને ઘેર જતાં. છોકરીનો પિતા કન્યાદાન કરે કારણ કે દાતા છે અને દાતાની શોભા જાતે જઇને દાન કરવામાં છે કોઇને માંગવા માટે એના ઘેર આવવું ન પડે. અહીં આદિવાસીઓની માન્યતાઓ અને વિચારસરણીનો ઊચિત પરિચય મળે છે.

પોતાના ઘરે આવવા કહેતો કિસાન સહજતાથી પરકમ્માવાસીઓને પોતાના કુટુંબીજનો માને છે. અને તેમાં એમનો હિસ્સો દર્શાવે છે. હજારો વર્ષોથી થતી આવી પરિક્રમાઓને ટકાવી રાખનારા ખરેખરા મહામાનવઓ આ નર્મદા કિનારાના અબુધ લોકો જ તો છે, ત્યાં તેમની પરિક્રમા પરની શ્રદ્ધાનો ડગલે ને પગલે અહેસાસ થાય છે. પોતાના એક રોટલામાંથી અડધો રોટલો આવેલ પરિક્રમાવાસીને આપી દેવો, નાની ઓરડીમાં અગવડ વેઠીને પણ આશરો આપવો, અને નર્મદાકાંઠે પામખેડીના ગાય-ભેંસ ચરાવતા અભાવગ્રસ્ત ગ્રામીણો કયા વિશ્વાસથી પોતાના છાપરાં જેવા ઘરોમાં પરિક્રમાવાસીઓને રહેવા આમંત્રણ આપતા હશે. આ બધુ શહેરી લોકોને નવાઇ પમાડે તેવું છે. આ સત્કાર એક દિવસ હોય તો સમજી શકાય પણ સતત આ પ્રકારનો આતિથ્યભાવ ટકાવી રાખવો ઘણો કપરો છે. એવી રીતે પોતાના ઘરના દરવાજા કાયમ ખુલ્લા રાખતા બે ભાઇઓ સ્મરણમાં રહી જાય છે, જે બધા પરિક્રમાવાસીઓને પોતાને ત્યાં ઊતારતા અને જમાડવામાં પોતાનું સદનસીબ ગણે છે. અહીં નર્મદાકાંઠે સદાવ્રત ન લેનારની પરિક્રમા અધૂરી છે એમ કહી આગ્રહપૂર્વક સદાવ્રત આપનારાં પણ મળી આવે છે.

આ આતિથ્યભાવની વાત કરતા લેખક બડેકેસરથી નીલકંઠ જતા એક યુવકના ઘરે ઊતારો કરે તે પ્રસંગને વર્ણવતા લખે છે કે, 'બિલકુલ ઘરના સદસ્યોની જેમ રાખ્યાં, અજાણ્યાને આવો આવકાર ! કેમ જાણે આ લોકોને પોતીકું અને પારકું એવા ભેદ જ ન હોય. અમને આવો પ્રેમ અણધાર્યો મળતો' આ બધાં અબુધ છતાં સદગૃહસ્થોના પરિવારોને કારણે જ તો આપણી સંસ્કૃતિની સદીઓ જૂની આ પરિક્રમાને જીવંત રાખી છે. નર્મદાના કિનારે ગામેગામ અનેક ધર્મશાળાઓ અને આશ્રમો તથા તેમાં રહેતા સંન્યાસીઓ કે સાધુ-સંતો ભારતીય સંસ્કૃતિના ધોતક છે.

લેખક હેતનીસંગમથી ધરમપુરી જતા નમતે પહોર કાતરખેડા ગામમાં રોકાય છે. ત્યાં તેમણે ચારણ લોકો મળે છે. આ ભીલો, ભિલાલા અને નાયકોના વિસ્તારમાં સૌરાષ્ટ્રના ચારણોને જોઇ સર્જક આશ્ચર્યચકિત થઇ જાય છે.નર્મદાના નિતનિરાળા સ્વરૂપો છે, તેમ તેના કાંઢે વસતી સંસ્કૃતિઓ પણ નિરાળી છે. શૂલપાણેશ્વરની ઝાડીઓ સૌથી ખતરનાક પ્રદેશમાં આ ગુજરાતી કુટુંબો સો વર્ષ પહેલા ગુજરાતથી અહીં આવીને વસ્યા. છતાંય તેમણે પોતાની માતૃભાષા, વેશભૂષા ટકાવી રાખી છે. તેથી જ તો ત્યાંનો એક ચારણ, લેખક પાસેથી તેમનું પરિક્રમા વિશેનું પુસ્તક માંગે છે ?જેના દ્વારા ગુજરાતી સાથેનો તે ચારણોનો નાતો ગુજરાત સાથે જળવાય રહે અને એમનું ગુજરાતી પાકું થઇ શકે. આ લોકો અહીં આવી વસ્યા અને અહીંના ભીલો ગુજરાતમાં વસી રહ્યા છે. વૃક્ષોને સજીવ સમજી તેમની સાથે વાતો કરતા, વૃક્ષની ઓળખ આપી દિશાની એંધાણી આપવા વૃક્ષચાલીસા બોલતી વ્યકિતઓ, વૃક્ષોને અને પશુ–પક્ષીનો ખ્યાલ રાખતા લોકો વચ્ચે આપણી સમન્વયતા અને સહિષ્ણુતાની ભારતીય સંસ્કૃતિની પરંપરા છતી થાય છે. પોતાની સાથે ગાય અને વાછરડાને લઇ પરિક્રમા કરતા અને તેમની ભાષા, વ્યકિતઓ જ તો આપણી સંસ્કૃતિના ગૌરવવંતા પાત્રો છે.પોતાના નામ પહેલા ગુરુ અને જન્મભૂમિનું નામ લખતા સંતો આપણી સંસ્કૃતિના જમા પાસે છે. નેમાવર જેવા નાના અંતરિયાળ ગામમાં નાની સાથે રહેતી તે દૌહિત્રીઓ અસંખ્ય સંસ્કૃત શ્લોકો કંઠસ્થ કરી ગાઇ શકે એ જ આપણી સંસ્કૃતિ !

અહીં આજે પણ નર્મદા કાંઠે બૈગા, ગૌડ, ભીલ વગેરે આદિવાસી જનજાતિઓ નિવાસ કરે છે. એમની જીવનશૈલી, એમના નૃત્યો ને ગીતો ! તથા પ્રથાઓનો આછો–પાતળો પરિચય આ કૃતિમાંથી પ્રાપ્ત થાય છે. નર્મદાના કાંઠે ઊત્તરના આર્યોની વિચારપ્રધાન સંસ્કૃતિ અને દક્ષિણના દ્રવિડોની આચારપ્રધાન સંસ્કૃતિનો સમન્વય થતો જણાય છે. નર્મદા કેવળ નદી નથી પણ સાધુ–સંતોની તપોભૂમિ, પરિક્રમાવાસીઓની આરાધ્યા, ખેતરોની પ્યાસ બુઝાવનાર જળભંડાર, યુવકોનું તરણતાલ,સ્ત્રીઓનું મિલનસ્થળ, પોતાના રેતાળ પટમાં ભરાતા મેળાઓની યજમાન અને બીજું ઘણું છે. બસ એક જ શબ્દમાં કહીએ તો નર્મદા નદી નહીં પણ 'મા' છે. જેના પર ત્યાંના લોકો અને પરિક્રમાવાસીઓને આંધળો વિશ્વાસ છે. આ નર્મદા મૈયા તેમની સાથે કદી કોઇ મુશ્કેલી આપી જ ન શકે અને દરેક મુસીબતમાંથી ઊગારનારી 'મા' છે. જે નદી ચોમાસામાં પૂરની ભયંકર સ્થિતિનું નિર્માણ કરે છે. પરંતુ તેની સાથે ખેંચી લાવેલા કાંપના થરના થર પાથરી શિયાળામાં મબલખ પાક પણ આપી જાય છે. આ નવો દૃષ્ટિકોણ હકારાત્મક ચિંતન આપી જાય છે, જે આપણી સંસ્કૃતિનું કર્મ શ્રદધા અને અર્થ બાહુલ્યનું ઘોતક છે. આ એ ભવ્ય ભારતીય સંસ્કૃતિ દર્શાવે છે. જેમાં એક પાગલ થયેલ વ્યકિત કૃતિનો લેખક શિક્ષક છે એ જાણી પોતાનું અવ્યવહારુ વર્તન સુધારી ગુરુને માન આપે, પગ દબાવે.અહીંના લોકોમાં નર્મદા નદી નહીં પણ પરંપરા છે જે તેમના અંતરતમ ઉતરી ગઇ છે. આ એ સંસ્કૃતિ છે જયા યુવાનો ચિંતન કરી આધ્યાત્મિક માર્ગ અપનાવી, સંન્યાસી બની લોકોની સેવા કરે છે. જીંદગીના બધા સુખ વૈભવ ત્યાગી, આત્માની ખોજ અર્થે કઠિન વ્રતો કરે છે. જયાં નાની બાળકી અજાણ્યા પરિક્રમાવાસીની વિશ્વાસપૂર્વક આગળી પકડી ચાલી શકતી હોય!; જયાં પ્રચંડ ભૂખના લીધે અને લાકડાના અગ્નિથી રાંધેલું અનાજ કંઇક અમૃત સમાન લાગતું હોય!;જયાં મૌનની સંસ્કૃતિનું અધિપત્ય હોય;જયાં અજાણ્યો ભરવાડ ૭૦ વર્ષના લેખકને 'ડોહા, થાકી ગયા છો બેહી જાવ; એમ કહી આત્મીયતા બતાવતો હોય !; જયાં પરિક્રમાવાસીઓ પરની શ્રદ્ધા અને અહોભાવને કારણે ટોળેટોળા તેમના દર્શનાર્થે આવતા હોય; આ સંસ્કૃતિના શબ્દચિત્રો અહીં લેખકે ચિત્રકારની પછાના આછા લસરકે ઊત્તમ રીતે આલેખ્યાં છે.'

કૃતિમાં લેખકે ૧૯૩૩ના વર્ષનો સાંભળેલો બરમાનઘાટનો ગાંધીજીના સત્કાર વિશે બનેલા પ્રસંગોમાં એક નાવિક ગાંધીજીને જોઇ તેમના પગ ધોવાની જીદ કરે ને પછી જ સામે પાર લઇ જવાની વાત કરે છે. તે ગાંધીજીના વ્યકિતત્વથી ખાસ પરિચય નથી છતાં પણ જીદ માન્યા પછી જ આગળ વધે છે. તે વિશે લેખક નોંધે છે કે, 'આ અભણ દેહાતી નાવિકોએ કેમ કરીને સમજી લીધું કે આ દૂબળો–પાતળો માણસ

કોઇ સાધારણ માનવ નથી પણ એક લોકોત્તર પુરુષ છે અને એમનું એમને યોગ્ય સન્માન કરવું જોઇએ...આજકાલની ભાષામાં આને જ અંતદષ્ટિ કહે છે જે આપોઆપ ઉગે..."(પૃ.૧૧૩)
પરિક્રમા કરતા લેખકના મિત્રની પત્ની જયારે યાત્રા દરમ્યાન પતિના પગ દબાવે છે ત્યારે દંડ સ્વામી નારાજ થઇ બોલ્યા, "પરિક્રમામાં કોઇ પતિ નથી, કોઇ પત્ની નથી, બધા પરિક્રમાવાસી છે. આવી રીતે સેવા લેવી સરાસર ગલત છે."(પૃ.૧૬૯) આ રીતે સ્ત્રી-પુરુષ વચ્ચેનો સમભાવ, ત્યાગ અને તપસ્યાના મહિમાની પરંપરાના દર્શન થાય છે.
પરિક્રમાની સાચી પરંપરા દર્શાવતા લેખક આ પુસ્તકમાં નોંધે છે કે, પરિક્રમા આસ્થાનું જ અભિયાન છે. એક જ નદીનું ધ્યાન કરતા વર્ષો સુધી ચાલવું, નિયમાનુસાર પરિક્રમા કરવામાં ૩ વરસ, ૩ મહિના અને ૧૩ દિવસ લાગે. એ કઇ નાનીસૂની તપસ્યા નથી." (પૃ.૧૯૨) આ શબ્દો ભારતીય પરંપરા અને તેમાં આધ્યાત્મિક જ્ઞાનની પૃષ્ઠભૂમિરૂપ છે. ઘણા વ્યકિતઓ એક વખત પરિક્રમા શરૂ કર્યા બાદ આખી પરિક્રમા દરમ્યાન કોઇપણ સ્થળેથી પાછા ફરતા નથી. આવી તો અનેક માન્યતાઓ, રૂઢિઓનો આ કૃતિ પરિચય કરાવે છે.
સાધુ સંતો, સંન્યાસીઓ કે મહાત્માઓ પણ અજીબોગરીબ પ્રકૃતિના હોય છે. આ કૃતિમાં લેખક આ લોકોની વિલક્ષણતાઓને વ્યંગ, રમૂજ કે ગંભીર શૈલીમાં આલેખતા ગયા છે. નીમખેડાની ગુરુગુફામાં રહેતા બે યુવા મહાત્મા જેવા એક સાવ દિગમ્બર અવસ્થામાં રહે છે; ગુજરાતી મૌનીબાબા ગણેશપૂરી, શિષ્ય સાથે નિર્જન એકાંતમાં રહેતા સ્વામી ગોપાલ સ્વરૂપતીર્થ, સદગત પતિ સાથે પરિક્રમા બાદ નર્મમદા કાંઠાને કર્મભૂમિ બનાવતી મૌનીમાતા, નર્મદાશંકર નામ ધારણ કરી ૧૪ વર્ષથી નર્મદાને કાંઠે રહેતા ઑસ્ટ્રિયાના વિદેશી સાધુ, કેતુધામ મંદિરના વૃદ્ધ પૂજારીજી, મીઠાબોલા બોલતા વિનોદપ્રવણ, સરપૂકાન્તજી અને પ્રેમદાસ, કવિ હૃદય ગોડબાલાજી, પૈસા અને અગ્નિનો સ્પર્શ ન કરનાર ડાગર ગાંવના પરમહેસી સાધુ, કોઇ કંઇ ભેટ આપે તો સાંજ સુધીમાં બીજાને આપી દઇ શાંતિ પામતા કિટીના ત્યાગી મહાત્મા-આવા તો કંઇ કેટલાય નામો કૃતિમાં અંકિત છે. આથી જ તો લેખક કહે છે કે આ પરિક્રમા 'આસ્થાનું જ અભિયાન' છે. જેમાં ઓમકારેશ્વરમાં રહેતા મહાત્મા શૂલપાણ ઝાડીમાં ભીલોની લૂંટફાટ વિશે નવો દષ્ટિકોણ જણાવતાં કહે છે, "ખરી રીતે તો ઝાડીમાં પરિક્રમાવાસીની પરીક્ષા લેવામાં આવે છે – એના અપરિગ્રહની, ત્યાગની અને સૌથી વિશેષ તો એની પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાની શરણાગતિની" (પૃ.૨૨) આ પરિપેક્ષ્યમાં લેખકની સાથે નીકળેલા ભાગરથી બહેનનું વિધાન સાચું લાગે છે કે, "જે રીતે નર્મદાએ બંદરકૂદ ચટ્ટાનોને પોતાના જળથી ધોઇને ઊજ્જવળ કરી છે. એવી જ રીતે આપણા આત્માને ધ્યાનના સુગંધિત જળથી ધોઇને સ્વચ્છ કરવો જોઇએ." (પૃ.૧૭૯)
આમ, નર્મદા એક નદી ન રહેતા પુરાતન સંસ્કૃતિની પોષક અને ઊદઘોષક સાથે જ તેના આશ્રિત લોકોની આસ્થાનું પ્રતીક બની રહે છે. લેખકની યાત્રા માત્ર સૌંદર્યયાત્રા ન રહેતા સંસ્કારયાત્રા પણ બને છે. આ આખી કૃતિનો અભ્યાસ કર્યા પછી અનુભવાય છે કે સંસ્કૃતિના સંપર્કમાં આવીને પ્રકૃતિ પોતાની સ્થિરતા ગુમાવી રહી છે. જે પ્રકૃતિનો પરિષ્કાર કરવાથી સંસ્કૃતિનો જન્મ થયો છે. તો આજે સંસ્કૃતિની એટલે કે આપણી ફરજ છે કે પ્રકૃતિની રક્ષા કરવી.

- પુસ્તક– સૌંદર્યની નદી નર્મદા – શ્રી અમૃતલાલ વેગડ

---

**ડૉ. હેતલ કિરીટભાઇ ગાંધી, ગુજરાતી વિભાગ, સરકારી વિનયન અને વાણિજય કૉલેજ, જાદર. તા ઇડર, જિ. સાબરકાંઠા**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## ડો. નરેશ શુક્લ – ગુજરાતી દીર્ઘ કવિતાઓ

મહાકાવ્યોની સમૃદ્ધિ ધરાવતાં આ દેશમાં દીર્ઘ કાવ્યો રચાય તે સ્વભાવિક ગણાય. મધ્યકાળથી માંડી અર્વાચીનકાળ સુધી એમ બનતું પણ આવ્યું છે. દીર્ઘતા આપણને માફક આવી છે હંમેશા. કદાચ ભારતીયોની જીવનશૈલીનું એમાં પ્રતિબિંબ હોય, કદાચ સુદીર્ઘ એવી પરંપરાએ કવિઓને આપેલ સમૃદ્ધિ પણ કારણરૂપ હોય. મધ્યકાળમાં આખ્યાનોથી માંડી પદ્યવાર્તાઓ મોટા પટ પર આલેખાયાં છે અને ઉર્મિગીતો જેવા પદો પણ પદમાળામાં વિસ્તરણ પામ્યાં છે. બીજી બાજુ દલપતરામ–નર્મદ પણ જરૂર પડ્યે વિસ્તારના રસ્તે ગયા છે. ન્હાનાલાલે મહાકાવ્યની શોધ ચલાવી અપદ્યાગદ્યની નવી ગલીએ નીકળી પડ્યા તો કાન્તે ખંડકાવ્યો દ્વારા વિસ્તરતાં કાવ્યપ્રકારની નવા પરંપરા સ્થાપી આપે છે. પંડિતયુગથી લઈને આજ સુધીના મોટાભાગના કવિઓ એક યા બીજા કારણે દીર્ઘ પટમાં કવિતાને વિસ્તારવાનો પ્રયત્ન કરી જોયો છે.

આખ્યાનો, ખંડકાવ્યો, કાવ્યગૂચ્છ, કથાકાવ્યો, ગદ્યકાવ્યો આદિની પરંપરાઓ આપણે ત્યાં રચાતી આવી છે. એમાં દીર્ઘકવિતા સંજ્ઞા પણ વપરાતી જોવા મળે છે. લોંગ પોએમ–નો સીધો અનુવાદ હશે કદાચ. પણ એનાથી કશું સ્પષ્ટ થાય તેવી સ્થિતિ આપણે ત્યાં રચાઈ નથી. જે કાવ્ય સમાન્ય લાગતા ગીત–ગઝલ, મુક્તકો, હાઈકુઓથી માડી પદ, ભજનોથી અલગ પડીને લંબાયા હોય તેને આપણે ત્યાં દીર્ઘકવિતા કહેવામાં આવી છે. પણ છેલ્લા પચાસ–સાઠ વર્ષો દરમિયાન દીર્ઘ કવિતા એટલે લાંબા કાવ્યો નહીં, કોઈ વિશિષ્ટ અને આગવા કહી શકાય તેવા સ્વતંત્ર કાવ્યપ્રકાર તરીકે સ્થાપિત થઈ રહ્યાં છે, ભલે સ્વરૂપનો દરજ્જો પામે એટલી સૈદ્ધાંતિ પિઠિકા હજી નથી રચાઈ પણ આગવી ઓળખ, લાક્ષણિકતાઓ ધરાવે તેવું કાઠું તો આ પ્રકારના કાવ્યોએ કાઢ્યું છે એ હકીકત સ્વીકારવી રહી.

ooo

સાહિત્ય પરિષદ દ્વારા પ્રકાશિત –ગુજરાતી સાહિત્ય કોશ–૩માં દીર્ઘકાવ્યની સમજૂતિ આ મુજબ આપવામાં આવી છે.

દીર્ઘકાવ્ય એ આખ્યાન, ખંડકાવ્ય,સાૅનેટ, હાઈકુ, ગીત, ગઝલ જેવી કોઈ સ્વરૂપલક્ષી સંજ્ઞા નથી. લાંબા કદના કાવ્યો જે ઉક્ત કોઈ સ્વરૂપમાં બંધ બેસતા નથી તેમની સાદી–સીધી રીતે દીર્ઘકાવ્યથી ઓળખવામાં આવે છે. સૈદ્ધાંતિક ભૂમિકા પર રહીને દીર્ઘકાવ્યનું સ્પષ્ટ ચિત્ર મળતું ન હોવાથી એની કોઈ વિભાવના બંધાવા પામી નથી. સર્જકના ચિત્તમાં આવા કાવ્યો રચવા પાછળ કોઈ ઉચ્ચ કોટિનો પરિપ્રેક્ષ્ય હોય એવું લાગે છે.

સ્વરૂપની દષ્ટિએ દીર્ઘકાવ્યમાં દીર્ઘતાનું મહત્વ વિશેષ લાગે. પણ દીર્ઘતા લાવવા ખાતર કવિ કાવ્ય નથી રચતો, પણ કલ્પના–શક્તિથી તેના ભાવવિશ્વને વ્યાપક ફલક પર મૂકી આપવા માટે દીર્ઘતા લાવે છે.

તેના મનમાં વ્યાપક ભાવ રજૂ કરવાની મૂંઝવણ હોય છે. સમાજ કે વ્યક્તિના જીવનની મૂંઝવણ કે ગૂંચ કલા–પૂર્ણતાથી કવિ રજૂ કરી આપે છે. (નરોત્તમ પલાણ)

સુમન શાહ દીર્ઘ કવિતા વિશે પાયાના પ્રશ્નો ઉઠાવી સ્વરૂપને સમજવાનો પ્રયાસ કરે છે, લખે છે 'દીર્ઘત્વનું સ્વરૂપ શું ? 'આત્માના ખંડેર', 'પાત્રો', 'બસ–કાવ્યો', 'ખમ્મા, આલા બાપુને', 'તાલ કાવ્યો', 'આઠ પતંગિયા' – જેવી કૃતિઓમાં સ્વાયત્તપણે ટકી જાય એવા એકથી વધુ કાવ્યો છે અને સમગ્રકૃતિ તેની માત્ર માળા છે. એ માળાને દીર્ઘકાવ્ય ગણીએ તો તેના સમગ્રમાં ઉસ્કુરતા કાવ્યબોધને લક્ષમાં લેવો પડે અને તે સંદર્ભે જ તેની દીર્ઘકાવ્ય તરીકેની પરીક્ષા થઈ શકે 'અજામિલાખ્યાન', 'જટાયુ', 'બાહુક', 'શિખંડી', જેવી કૃતિઓમાં તે તેના વિષયવસ્તુ દીર્ઘતત્ત્વનું સ્વરૂપ નક્કી કરતા હોય છે તે મોટાભાગે વસ્તુપરક હોય છે. પરન્તુ 'ગાયત્રી', 'એક ભૂલા પડેલા રોમેન્ટિક કવિનું દુઃસ્વપ્ન', 'માણસની વાત', 'પ્રવાહણ', ...કે 'જાતિસ્મર' સ્વ–સ્વરૂપે કરીને જ દીર્ઘ કાવ્યરચનાઓ છે. એને કદાચ શુદ્ધ અર્થમાં દીર્ઘકાવ્યો કહી શકાય.

આપણી સામે કેટલીક એવી રચનાઓ છે જે આગળની પરંપરાથી સાવ ભિન્નરૂપ લઈને આવી છે. જેમકે, અહીં જે કેટલા કાવ્યોના આધારે વાત કરવાનો છું એ કાવ્ય નીચેના કારણે જૂદાં પડે છે..( સ્વરૂપ વિચાર અને પરંપરા વિચારમાં ડાૅ. દીપક રાવલના સંશોધન ગ્રંથનો આધાર લેવામાં આવ્યો છે.)

1. પદમાળા, ખંડકાવ્યો કે કથાકાવ્યોમાં કંઈક કથાનક આદિ છંદોબદ્ધ રીતે ઘૂંટાતું આવે છે.
2. દીર્ઘકાવ્યમાં સળંગ કથા નહીં પણ એકાધિક કથાઓના ટૂકડાઓ સંદર્ભરૂપે વેરાઈને કંઈક નવા અને કવિને અપેક્ષિત અર્થ નિપજાવતા હોય, કશોક વિચાર, દૃષ્ટિકોણ, લાગણીની પ્રધાનતા આવા કાવ્યોમાં છે. મોટાભાગે દીર્ઘકાવ્યોમાં છંદથી છૂટવાની મથામણ જોવા મળી છે. જો કે, એ અનિવાર્ય શરત નથી.

**દીર્ઘ કાવ્ય જન્મવાના કારણો–**

આઝાદી પછીની જે સ્થિતિ સર્જાઈ હતી તે કોઈપણ સંવેદનશીલ વ્યક્તિને ઝંઝેડનારી નીવડે તેવી હતી. જે આઝાદી માટે હજ્જારો, લાખો વ્યક્તિઓએ બલિદાન આપ્યું હોય ને જે સ્વપ્ન સેવ્યું હતું તે સ્વતંત્ર ભારતમાં નજર સમક્ષ જ રોળાતું જોઈ કવિઓ અને જાગૃત નાગરિકો ક્ષુબ્ધ થાય હતા.

આધુનિક જીવનની જટિલ વાસ્તવિકતાને પરંપરાગત સ્વરૂપોમાં ઢાળવું અસરકારક ન જણાતાં કવિ–લેખકોને પોતાની અપૂર્વ અને આગવી અનુભૂતિને વ્યક્ત કરી શકે એવા કાવ્યપ્રકારની શોધ જરૂરી લાગી. આધુનિક ગાળામાં –૧૯૫૬ પછીના સમયગાળામાં ગુજરાતી સર્જકોની પ્રયોગવૃત્તિ ચરમ અવસ્થાએ પહોંચે છે. એ પણ નવા કાવ્ય પ્રકાર સર્જવા માટેનું કારણ બને છે.

છંદમાંથી મુક્ત થવાની ઝંખના ધીમે ધીમે આકારમુક્તિ સુધી વિસ્તરે છે.

એલિયેટે કહ્યું છે–દીર્ઘકવિતાનો કવિ ભાવની તીવ્રતાને વધારી–ઘટાડી કાવ્યના કેટલાંક અંશોને ઓછા કાવ્યાત્મક રાખી લય વૈવિધ્ય અને ભાવવૈવિધ્ય સર્જે છે. આવી શક્યતાઓના કારણે દીર્ઘકાવ્ય સર્જવા તરફ કવિ વળે છે. બીજી એક શક્યતા પણ એણે કહી છે– દીર્ઘકાવ્ય રચવાની શક્યતા માટે કેવળ કવિશક્તિ અને ધારણશક્તિ કરતાં પણ જે યુગની પરિસ્થિતિઓમાં કવિ છે તે પણ કારણભૂત છે.

**સ્વરૂપવિચાર**

આપણાં ગુજરાતી વિવેચનમાં સ્વરૂપનો ખ્યાલ મિકેનિકલ ફોર્મની આસપાસ બંધાયેલો હોવાનો અનુભવ થાય છે. એટલે કદાચ દીર્ઘ કાવ્યોને સ્વરૂપ તરીકે સ્વીકારવામાં આવ્યાં નથી. એટલે જ ઘણી વેળાએ આપમાં વિવેચકોએ જુદાં જુદાં સ્વરૂપ તરીકે સ્વીકારાયેલાં લાંબા કાવ્યોને માટે પણ દીર્ઘકાવ્ય સંજ્ઞા યોજાયા કરી છે.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

આ કાવ્યપ્રકાર પણ સમયની માંગને કારણે અસ્તિત્વમાં આવ્યો છે. અને એટલે જ એ વધારે ઓર્ગેનિક ફોર્મનો જે ખ્યાલ છે તેમ તે રૂઢ સ્વરૂપની જેમ નહીં પરંતુ જેમ જેમ રચના વિકસતી બંધાતી જાય તેમ તેમ આકારિત થાય છે.

આપણે ત્યાં દીર્ઘ કવિતાને સ્વરૂપ તરીકે નથી સ્વીકારવામાં આવતી તેનું મૂળ કારણે એ છે કે તેનો બાહ્યાકાર નિશ્ચિત નથી. બીજી રીતે કહીએ તો પ્રત્યેક કૃતિએ વિશિષ્ટ આકાર પ્રાપ્ત થાય છે. આપણે લયના નિશ્ચિત આકારને સમજવા ટેવાયેલા છીએ એટલે કાવ્યની આવશ્યકતા અનુસાર સર્જાતા લયના આકારને સ્વીકારવા તૈયાર થતા નથી.– પ્રત્યેક કાવ્યનો વિશિષ્ટ લય અને એટલે જ વિશિષ્ટ આકાર, આનું કારણ એ પણ હોઈ શકે તે દીર્ઘ કવિતા યાંત્રિક સ્વરૂપના બંધનોમાંથી મુક્ત થવાના પ્રયત્નોમાંથી પ્રગટી આવી છે.

આપણાં મોટાભાગના પરંપરાગત વિચારશક્તિ ધરાવતાં વિવેચકો દરેક સ્વરૂપ પાસે ચૂસ્તીની અપેક્ષા રાખે છે. ટૂંકા સ્વરૂપોમાં રખાતી સુબદ્ધતાની અપેક્ષા દીર્ઘકવિતા પાસે પણ રાખે છે. જયારે બંને જૂદી જરૂરિયાતમાંથી અને જૂદા જ અભિગમથી આલેખાયલ હોઈ એકસમાન અપેક્ષા રાખવાથી કશુ વળે નહીં. દીર્ઘકાવ્યોનો અભ્યાસ કરવાથી સમજાય છે કે અહીં કશું જ પૂર્વ આયોજિત નથી હોતું. કદાચ કોઈ દ્દષ્ટિબિંદુ, વિચાર હોય તેને વળ આપતા આપતાં ભાષા પોતે પણ એમાં પોતાની ઉપસ્થિતિ દર્શાવતી નવી ભાત ઉપસાવ્યા કરે છે. એટલે શબ્દે શબ્દે, પંક્તિએ પંક્તિએ દીર્ઘકાવ્ય વિકસતું જાય છે, સ્વૈરવિહાર કરતું જાય છે. વિચાર કે અનુભૂતિને ઘૂંટતું, નવા પડળ ઉખેળતું, નવો આકાર ધરતું ધરતું જ મુખ્ય આકારને ઘડે છે. તેમ છતાં કવિની જેટલી વ્યાપક ધારણશક્તિ અને એમાં સુબદ્ધતા લાવવાનો કસબ જેટલો પ્રબળ એટલો દીર્ઘકવિતાનો આકાર સુઘટ્ટ બનતો અનેક કવિતામાં જોવા મળ્યો છે.

દીર્ઘ કવિતા વિશે આપણા વિવેચક પ્રમાણમાં ઉદાસિન જણાયા છે. સૌ પ્રથમ ડો. ચિનુ મોદીએ આ દીર્ઘકાવ્યો વિશે પ્રશ્ન ઉઠાવેલા. એમના કાવ્યસંગ્રહ ‘શાપિત વન’ની પ્રસ્તાવનામાં એ લખે છે કે ‘શા માટે આ દીર્ઘ રચનાઓ થઈ ? અછાંદસની સગવડ કારણરૂપ છે ? સંકુલ સંવેદનોના કારણે જ દીર્ઘ રચનાઓ થાય છે ? અને આ રચનાઓ લાંબા કાવ્યો છે ? એ પણ તપાસ માંગી લે તેમ છે. દીર્ઘ રચના માટે અ–નિવાર્ય એવી સજ્જતા આપણા આજના કેટલા કવિઓમાં ? સુઘટ્ટ ભાષાપોત, સંકુલ સંવેદનોની સ્વતંત્ર માવજત સાથે સાતત્યનો અનિરુદ્ધ પ્રવાહ, ઊંચું–ઊંડું અને શબ્દમાં શબ્દથી બૃહત્ વિશ્વ રચવા મહત્ શક્તિ તથા લાઘવયુક્ત અભિવ્યક્તિરીરિત એ આપણા કેટલા કવિઓમાં ?

ઉપરાન્ત ડો. સુમન શાહે ‘આધુનિક ગુજરાતી કવિતા અને સર્જકચેતના’ ૧૯૮૮માં કેટલાંક ગુજરાતી દીર્ઘકાવ્યોને તપાસ્યાં છે.શ્રી પ્રમોદકુમાર પટેલ ગુજરાતી દીર્ઘકવિતા વિશે પ્રમાણમાં વિશદ્ ચર્ચા કરે છે. પણ તેઓ દીર્ઘકવિતાના સ્વરૂપને સ્પષ્ટ કરવાના પ્રયાસમાં પડ્યા નથી. એના કારણો આ પ્રમાણે આપ્યાં છે ‘ટૂંકા ઊર્મિકાવ્યો, ટૂંકી ગઝલ–રચનાઓ અને ટૂંકી અછાંદસ કે પરંપરિત મેળની રચનાઓ સામે, અનેક કંડિકાઓમાં વિસ્તરતી અને ભિન્ન ભિન્ન ભાવદશાઓને આલેખવા ચાહતી દીર્ઘ–રચનાઓને અલગ તારવવાનું એટલું મુશ્કેલ નથી. પણ દીર્ઘ કવિતાને એક અલગ કોટિમાં મૂકવાને કેટલો વિસ્તાર જોઈએ કે કેટલી પંક્તિઓ જોઈએ તેનો સ્થૂળ ખ્યાલ બાંધી શકાય નહીં. એટલે અસંખ્ય દ્દષ્ટાંતોમાં મધ્યમકદની રચના અને ખરેખરી દીર્ઘ રચના વચ્ચે ભેદ કરવાનું મુુશ્કેલ બને જ છે. જેમ કે, લાભશંકરની રચના ‘માણસની વાત’ને કે ‘પ્રવાહણ’ને દીર્ઘ કવિતા તરીકે ઓળખાવવામાં અને સ્વીકારવામાં ઝાઝી મુશ્કેલી નથી, પણ તેમના કાવ્યગ્રંથ ‘મારા નામને દરવાજે’ની ૧૭મી કૃતિ ‘સમી સાંઝનું ઘરડું પંખી’ એ દીર્ઘ કવિતા ગણાય કે કેમ એવો સહેજે પ્રશ્ન થાય…

ooo

ભારતીયો માટે આઝાદી સ્વભાવિક જ અસ્વિસ્મરણિય ઘટના છે, પણ એની સાથે જોડાયેલી વિભાજનની વિભિષિકા, એ પછીના વર્ષોમાં સર્જાયેલી અતંત્રતાભરી સ્થિતિ ને આઝાદી પછીના જે સ્વપ્નો સામાન્ય માણસે જોયાં હતા તેની રાખ ઉડતી જોઈને કોઈ પણ કવિની શ્રદ્ધા ડગી જાય તેવો માહોલ રચાય છે. બે બે વિશ્વયુદ્ધોની થપાટ ખાઈને ખો ભૂલી ગયેલું વિશ્વ પણ ભયાનક સ્તબ્ધતા અનુભવી રહ્યું હતું. માનવને ઈશ્વરમાં રહેલી શ્રદ્ધા ડગી ગયેલી, એકલા હોવાની અનુભૂતિએ એને નિર્ભ્રાંત કરી દીધેલો. જયાં જુઓ ત્યાં અરાજકતા, વિષાદ, અને અસ્તિત્વ ટકાવવાની ગોઝારી મથામણ જ નજરે પડતી હોય ત્યાં કઈ રીતે મંગલનું ગાન પ્રગટી શકે ? આવી સ્થિતિમાં સ્વભાવિક જ 'વિશ્વશાંતિ'ની ખેવના કરત સંવેદનશીલ કવિ પોતાની જ શાંતિ ગૂમાવી બેસે છે ને લખે છેઃ

છિન્નભિન્ન છું.
નિશ્ચ્છંદ કવિતામાં ધબકવા કરતા લય સમો.
માનવજાતિના જીવનપટ પર ઊપસવા મથતી કોઈ ભાત જેવો,
ઘેર ઘેર પડેલ હજી નવ-હાથ-લાગ્યા ભિક્ષુકના ટુક જેમ,
વિચ્છિન્ન છું.

દીર્ઘ કવિતાની શરૂઆત કરનાર છે ઉમાશંકર જોશી. ૧૯૫૬માં પ્રકાશિત થયેલ 'છિન્નભિન્ન છું'-થી ગુજરાતી ભાષામાં અછાંદસ, સંવેદન અને વિચારને ઘૂટતી દીર્ઘ રચના લખાવાની શરૂ થઈ એમ કહી શકીએ. ઉમાશંકર જોશીના 'છિન્નભિન્ન છું' કાવ્ય વિશે ઘણું કહેવાયું છે, લખાયું છે એટલે હું એને પુનરાર્વિતત કર્યા વિના એટલું જ કહીશ કે આ કાવ્યએ એક નવી દિશા ખોલી આપી. આપણા કવિઓએ પ્રયોગો કરીને પોતાના અવાજને, પોતાની સંવેદનાને વાચા આપી શકે તેવા કાવ્યસ્વરૂપની શોધમાં તળપદા લય, રાગ, મધ્યકાલીન કથાઓથી માંડી મિથની વાટિકાઓમાં ઘૂમવાનું શરું કરી દીધેલું. એવામાં પ્રકાશિત થયેલા આ કાવ્યે એક નવી દિશા ચીંધી આપી. વિશ્વમાનવ અન વિશ્વઅૈક્યના પૂજારી ઉમાશંકર એનાથી તદ્દન વિરૂદ્ધની વાત રજૂ કરે છે

ઉમાશંકર જોશીની આ દીર્ઘ કવિતામાં માનવની છિન્નભિન્ન વ્યક્તિતાને આલેખવામાં આવી છે. ભારોભાર શ્રદ્ધા ધરાવનારાં આ કવિ માટે પણ આ આધુનિક સંવેદનો નવા છે, મનોવિશ્વને હચમચાવી નાંખનારાં છે ને વલોપાત ચાલે છે તેને આલેખવા પરંપરાગત છંદ, પરંપરાગત કાવ્ય કે અન્ય સ્વરૂપ અનુકૂળ આવતાં નથી. આમ પણ દીર્ઘ પટ પર લખવું એ ઉમાશંકર જોશી માટે નવાઈ નથી પણ નવાઈ છે નવા સ્વરૂપે લખવું તેની. પદ્યનાટક નિમિત્તે એમણે કવિતાના ત્રીજા વાૅઈસને શોધવાના સફળ પ્રયોગો આપ્યા છે. એ જ રીતે છંદ છોડીને, માત્ર લયને, ગદ્યલયને હાથવગો કરી આગવી અનુભૂતિને આલેખવાની શોધ અઢી દાયકા સુધી વિસ્તરી છે. 'સપ્તપદી'ના સાત કાવ્યો દ્વારા એમણે દીર્ઘકવિતાને મજબૂત રીતે પ્રસ્થાપિત કરવા સાથે અનેક કવિઓને પ્રયોગ કરવા માર્ગ ખોલી આપ્યો છે.

### સુરેશ જોશી

આધુનિકોના અગ્રણી અને મુખ્યત્વે સિદ્ધાંત વિવેચન દ્વારા ગુજરાતી સાહિત્યને સમૂળગું પ્રભાવિત કરનારાં સુરેશ જોશી માતબર ગદ્યસર્જનના કારણે કવિ તરીકે ઓછાં જાણીતા છે. એમની બીજી રચનાઓને ધ્યાન પર ન લઈને માત્ર 'એક રોમેન્ટિક કવિનું દુઃસ્વપ્ન' કાવ્યને જ આધાર બનાવીએ તો પણ એમની કવિ તરીકેની ક્ષમતાનો ખ્યાલ આવ્યા વિના ન રહે તેવું માતબર દીર્ઘ કાવ્ય છે. આ કાવ્યમાં કવિ કશા મોટા ફલકને તાકતા નથી. અહીં તો વ્યક્તિગત સંવેદન વિશ્વ ઝિલાયું છે. પરણી ગયેલી નાયિકાનો પ્રેમી જે રીતે ઝૂરે છે, એકથી એક ચડીયાતાં કલ્પનોથી એનું મનોવિશ્વ આપણી સામે ઉઘડતું જાય છે તે ખરેખર અપૂર્વ છે. 'મૃણાલ, મૃણાલ તું સાંભળે છે મારો અવાજ ?'ના આવર્તનો આ કાવ્યને વચ્ચે વચ્ચે ગતિ આપતા રહે છે. સાદ્યંત જકડી રાખનારું આ દીર્ઘકાવ્ય કથા ન હોવા છતાં કથારસને

પોષે છે, ભાવકને પળભર રેઢા મુક્યા વિના નાયકની મનઃસ્થિતિને ઉજાગર કરવા સાથે વર્તમાન સમયની યાંત્રિકતા, બહેરાપણું અને એમાં સંવેદનાઓને કશુય સ્થાન ન હોવાની વાત ઘૂંટાતી જાય છે. મૃત્યુ સીવાય કશો ઉગારો સ્વભાવિક જ વરતાતો નથી નાયકને.

એમાં રચાયેલા કલ્પનો ગુજરાતી ભાષાના ઉત્તંગ શિખરો સમાન છે, લયનો અભૂતપૂર્વ વિનિયોગ કાવ્યની સંરચનાને દઢિભૂત કરે છે. એક નખશીખ કલાકૃતિરૂપે અવતરેલું આ કાવ્ય દીર્ઘકવિતાની વાત કરતી વેળાએ ક્યારેય ઉવેખી નહીં શકાય એવું સ્થાન ધરાવે છે.

મૃણાલ પૂછું એક વાત ?
તારી આંખોના અંધારિયા ભોંયરામાં
કોણ લટકે છે ઊંધે મસ્તકે ?
તારી શિરાઓની ભુલભુલામણીમાં
કોણ સળગે છે જામગરીની જેમ ? તારા સ્પર્શના અડાબીડવનમાં
કેટલા તેં સંતાડ્યા છે મણિધર નાગ ?
તારી કાયાના આ સાગરમાં
કોના ડુબાડ્યા તેં કાફલા સાતેસાત ?
તારા શ્વાસના ખરલમાં
કોણ ઘૂંટી રહ્યું છે ગરલ ?
મૃણાલ, મૃણાલ
સાંભળે છે તું ?

પરિકથાઓ, પૌરાણિક સંદર્ભો, આસપાસનો યાંત્રિક બનતો જતો સમાજ, પ્રેમની ઊંડી અનુભૂતિની ઝંખના અને અહીં આઉટસાઈડર હોવાની, એકલા હોવાની કરૂણ હકીકત– તથા એ સૌને સાંકળનારી લયબદ્ધ ભાષાલીલા. તાજા કલ્પનોની હારમાળાથી સર્જાતું વિશિષ્ટ અનુભૂતિગમ્ય વિશ્વ એ આ કાવ્યના વિશેષો છે.

આ ઉપરાન્ત ‘પાંચ અંકનું નાટક’,‘ડુમ્મસઃસમુદ્ર દર્શન’,‘થાક’,અને‘કોઈક વાર’ જેવા દીર્ઘકાવ્યો એમની પાસેથી મળ્યા છે. એ કાવ્યોને માણવાની મજા છે. એમાંથી પ્રગટતો માનવ સતત જાત સાથે, સતત આસપાસ સાથે, સતત પરંપરાએ આપેલ બંધનો સાથે, સંદર્ભો સાથે ઝઝૂમે છે. આઉટસાઈડર હોવા સાથે બધા સાથે ઘનીષ્ટતાથી જોડાવાની શ્રદ્ધા તો ક્યાંક પડેલી અનુભવાય છે. વિસ્મયનો ભાવ સુ.જો.ના સાહિત્યમાં જેટલો અને જે રીતે ઘૂંટાયો છે તે અન્યત્ર ભાગ્યે જ જોવા મળે. અહીં એ બધા વિશે વિગતે વાત કરવી શક્ય નથી. દીર્ઘ કાવ્ય લખવું એટલે માત્ર વિસ્તારમાં વિહરવું તે નથી. સાદ્યંત નિર્વહન કરવું તે છે. કાવ્યને ક્યાંય અળપાવા દીધા સિવાય, ક્યાંય ખાલા–જાળા આવ્યા સિવાય અખંડરૂપે નિરુપવું, તેમા કવિની સિદ્ધિ રહેલી છે.

## લાભશંકર ઠાકર

લાભશંકર ઠાકર પહેલેથી જ નિરાળા કવિ તરીકે પ્રસ્થાપિત થયાં છે. એમને ભાષા વડે ભાષા સાથે યુદ્ધ આદર્યું છે. પરંપરાગત સંદર્ભોને કાવ્યમાં વણી લઈ તેના પરના કટાક્ષ કવિને અલગ પાડે છે. એ નાટ્યકાર પણ છે, વિશ્વસાહિત્યના અભ્યાસી પણ છે, સાથો સાથે સભાન એવા પ્રયોગશીલ હોવાથી એમની કાવ્યબાની અનેક કવિઓને અનુકરણ કરવા પ્રેરે તેવી હોવા છતાં તેમ કરવું શક્ય નથી બન્યું એ આગવો વિશેષ છે આ કવિનો.

'સ્વ' સતત તાવતા રહેવું તે એમની મનગમતી પ્રવૃત્તિ રહી છે. દીર્ઘકાવ્યો રચતી વખતે એમના કેળવાયેલા કાન ભાષાના લયને, અર્થોની સમૃદ્ધિને તેઓ ખપમાં લે છે. એમની કવિતા મીઠી નથી, સ્પાઈસી છે. કરકરી છે. કોઈપણ ભાવકના સંવિત્ને ઝંઝોડીને ધારી અનુભૂતિની સમિપ લાવનારી છે. એમણે અનેક દીર્ઘ કવિતાઓ આપી છે. એમાંથી 'માણસની વાત', 'પ્રવાહણ','પુત્તમતાય પુત્તાજી','હું અટકવાનો નથી આ શોધમાં','નો ચોઈસ','આમ ખેંચીએ જરાક જોરથી-- ', 'શોધ-૧-૩-૨' જેવા કાવ્યોને લઈને વાત કરી શકાય.

દીપક રાવલ એમની કવિતા વિશે ઉચિત નોંધ કરતા લખે છે 'એકમાંથી અનેક થઈને ફૂટતા પ્રાસ ફૂવારા કે પ્રાસગુબ્બારા લાભશંકરની લાક્ષણિકતા છે. મુક્તક્રીડા-લીલા એમની મુક્ત દીર્ઘ કવિતાનું આગવું પણ લક્ષણ છે. આ વિશેષતા જ ઘણીવાર કેવળ શબ્દરમત તે ચાતુરી બનીને પણ આવે છે...ઘણીવાર માણસના જીવનની નિરર્થકતાની યાદી વધુ પડતી લંબાવાઈ હોય એમ લાગે છે. એ વાચાળ અભિવ્યક્તિ કાવ્યને શિથિલ બનાવે છે. કાવ્યમાં અનેક સ્થળે શબ્દોના ખડકલા પણ પમાય છે. જે નિવારી શકાયા હોત.'

લાભશંકર ઠાકરના કાવ્યોમાં ક્ષણના વિવિધ રૂપો, કમાૅડ, મુતરડી, લિંગ, અંગ્રેજી શબ્દો, દેશ-વિદેશના સંદર્ભો, બાળપણના સંદર્ભો, નિરર્થક સંબંધો, સ્વ-ની પોકળતા, લીલયા જ વહી જતી શબ્દોની હારમાળાઓ, પ્રાસના આવર્તનો, દેશી લય-ઢાળના ઉપયોગો, પૂર્વજ કવિઓની પંક્તિઓના જૂદા જ અર્થો સાથેના ઉલ્લેખો કંઈક નવા જ રૂપ ધરીને ઉભરી આવે છે. ભાવક એમના કાવ્યના અર્થ સુધી પછી પહોંચે, જો ગજુ હોય તો જ પહોંચે પણ એ પહેલા એના લલચામણાં, ઠમઠોરતા સંદર્ભો અને લયટૂકડાઓના પ્રવાહમાં તણાયા વિના રહેતો નથી. એ એમના કાવ્યસર્જનની આગવી લાક્ષણિકતા બની રહે છે. ચંદ્રકાન્ત ટોપીવાળા એટલે જ અકળાઈને લખે છેઃ 'લાભશંકરનો, પૂર્વ ર્નિિણત વિષયના અભાવમાં લક્ષ્યહીન કાવ્યવૃત્તિ સાથે રજૂ થયેલો શબ્દસંનિપાત આ જ રીતે વિવિધ વસ્તુઓને હડફેટમાં લે છે. અલબત્ત સિમ્બોલ-ફિમ્બોલની વાત કરતાં ઈન્દ્રિયસંતર્પક વર્ણનોમાં એમની રૂચિ(ચિત્રકલાના સંસર્ગથી) વિશેષ રીતે સક્રિય હોઈ, વીગતો પર વીગતોના ખડકલા અહીં બે લગામ ખડક્યા કર્યા છે. જાણે કે અહીં ઉડાવગીરી છે. વ્યાસશૈલી છે, ફેરવી ફેરવીને વાત કરવાની વાચાળ રીત છે. એમ કહોને કે કવિતા અહીં પ્રલાપનો બીજો ભાઈ છે.' એમના કાવ્યો તત્કાળ કદાચેય સ્પર્શે, પણ ચિત્ત પર અમીટ છાપ છોડતા નથી એ હકીકત નોંધવી રહી.

**સિતાંશુ યશશ્ચંદ્ર**

સિતાંશું યશશ્ચંદ્રની 'મોએ-જો-દડોઃ એક સર્રિયલ અકસ્માત', 'મનુ યમ અને જળઃ એક સર્રિયલ પુરાણકથા', 'દા.ત. મુંબઈઃ હયાતીની તપાસનો એક સર્રિયલ અહેવાલ' અને -ઘેરો- જેવી રચનાઓ દીર્ઘ કવિતાઓ તરીકે જાણીતી છે. સિતાંશુ યશશ્ચંદ્રએ પોતાની કવિતાના શીર્ષક સાથે સર્રિયલ શબ્દને જોડીને ભાવકનું ખાસ ધ્યાન દોરવા ચાહ્યું છે. આ રચનાઓ પરાવાસ્તવવાદી છે, વાસ્તવથી ઊંચે ઊઠીને રચાતા વિશ્વમાં વાચકે જવાનું છે એવી અપેક્ષા કવિએ શરુઆતથી જ મુકી છે. જો કે, સુરેશ દલાલ જેવા કવિ-વિવેચકોએ એમના આ કાવ્યો સર્રિયલ પ્રકારના ન હોવાની ચર્ચા પણ આધારો સાથે કરી છે. ઓટોમેટિક રાઈટિંગ એક મહત્વની ટૅકનિક તરીકે પરાવાસ્તવવાદીઓએ સ્વીકારેલ હોવાથી એમાં સભાનતાને ગાળવાની વાત છે. જયારે સિતાંશુની કવિતામાં નરી સભાનતા જણાયા વિના રહેતી નથી.

સિતાંશુ યશશ્ચંદ્ર ભાષાના સામર્થ્યનો કસ કાઢનારાં સબળ કવિ છે. એમની પાસે અવનવા લય-નાદનો ખજાનો છે. એ ઉપરાન્ત નાટ્યાત્મક રજૂઆત કરવામાં એ માહિર છે. વાતચિતની લઢણ, ફેરિયા,સમાચારની ભાષા, ભાષણોની ભાષા, વિવિધ મૂડને અભિવ્યક્ત કરતી ભાષાને એ સહજ રીતે

પોતાના કાવ્યોમાં વણે છે. શહેરી જીવનની જટિલતા, સ્વ સાથેની લડત અને મૂંઝવણ, સમયના પરિમાણો એમના કાવ્યોમાં ઝિલાયા છે.
'ઘેરો' કાવ્ય એમના અન્ય દીર્ઘકવિતાથી અલગ પડે છે. એમાં ગઢની બહાર ને ગઢની અંદર ચાલતા આંતરસંઘર્ષને આલેખવામાં આવ્યો છે. ગઢ શું છે ? છેલ્લે વહી આવેલી નદી શું છે ? બહાર અને અંદર શું છે ? આ કાવ્ય વધારે સુઘટ્ટ અને ખરા અર્થમાં એકમેવ સંવેદન વિશ્વને એના પૂરા પરિમાણો સાથે પ્રગટાવી આપતું સુનિયોજિત દીર્ઘકાવ્ય લાગ્યું.

## ચિનુ મોદી

ચિનુ મોદી (હથેળી, કાચીંડો,વિ–નાયક)ના દીર્ઘ કાવ્ય પૈકી વિ–નાયક વિશે રાજેશ પંડ્યાએ નિદાન કર્યું છે તે જ સીધું મુકી રહ્યો છું. 'દીર્ઘ કવિતા અને છંદોબદ્ધ એમ બંને રીતે રસપ્રદ કૃતિ છે... 'વિ–નાયક' પૂર્વેની ગુજરાતી દીર્ઘ કવિતામાં આવી રીતે સાહિત્યિક સંદર્ભો ખપમાં લેવાયા નથી. આ આખો મોરચો, સમગ્ર રચના પ્રક્રિયા, આધુનિકતાવાદી વિશેષ લાગે છે. કાવ્યના શીર્ષક દ્વારા પણ એ જ સૂચવાય છે. તેથી આ કૃતિને 'અનુઆધુનિકતાવાદની નાંદી' કહેવાને બદલે 'આધુનિકતાવાદનું ભરતવાક્ય' ગણવી વધારે ઉચિત લાગે છે.'
આ ઉપરાન્ત રઘુવીર ચૌધરીની દીર્ઘ કવિતા 'મને કેમ ના વાર્યો ?', અન્યથી તદ્દન જૂદું પડતું ઓછા વિસ્તારમાં આલેખાયેલું દીર્ઘકાવ્ય છે. પહેલા અર્થમાં એ બાળપણનું વતન છોડીને છૂટતી વેળાએ જે જે તત્ત્વો સાથે મનથી નાતો જોડેલો તેણે નીકળતી વેળાએ કેમ ન વાર્યો ? કહીને ફરિયાદનો સૂર છે. પોતાને રોકાવું છે, કોઈક સહેજ અમથું રોકાવા કહે એની રાહ છે પણ અંતે જતાં ચિત્ત દ્વન્દ્વમાં ફસાય છે કે પાછો વળી પહોંચી જાઉ કે નહીં ? વળીને જઈશ ત્યારે બધું જેમના તેમ સ્વરૂપે જ મળશે કે કેમ એની શંકા છે. સામેના તત્ત્વો બદલાયા કે પોતે ? એમાંથી વિસ્તરીને જન્મો જન્મના ચક્રમાં ક્યાં સુધી પાછા જવું ? – કાવ્ય અંદરથી વિસ્તરતું જાય છે. અતિતરાગને ઘૂંટતા આ કાવ્યની આકૃતિ પણ ચૂસ્ત છે.
રાવજી (સંબંધ, ચણોઠી રક્ત ને ગોકળગાય), રાજેન્દ્ર શુક્લ (સ્વવાચકની શોધ), હરીશ મિનાશ્રુ(મૂવિંગ ઓન માય આૅન મેલ્ટિંગ), દિલિપ ઝવેરી(મુંબઈઃ એક પાંડુ પ્રહેલિકા), ઈન્દુ પુવાર આદિ કવિઓ પાસેથી આપણને પ્રમાણમાં સુદ્દઢ કહી શકીએ એવી દીર્ઘ કવિતાઓ મળી છે. કવિ વિનોદ જોશી(તુણ્ડિલ તુણ્ડિકા, શિખંડી), મણિલાલ હ. પટેલ(માણસ ઊર્ફે મણિલાલાખ્યાન), કાનજી પટેલ, યોગેશ જોશી, સંજુ વાળા (પાશ, પ્રવાહ, કિલ્લેબંધી, ખનનન્), જયદેવ શુક્લ (તાલ કાવ્યો), પુરુરાજ જોશી(પુરુષસૂક્ત), વગેરે પાસેથી લાંબા કાવ્યો ને ક્યારેક દીર્ઘ કવિતાઓ ગણવા પ્રેરાઈએ તેવી કવિતા મળતી રહી છે. એ બધા વિશે વિગતે વાત કરવી આ સમયમર્યાદામાં શક્ય નથી એટલે ઉલ્લેખ માત્ર કરી અટકું છું.
સભાનતાથી દીર્ઘ કાવ્યની રચના કરતા યજ્ઞેશ દવે(જળની આંખે, જાતિસ્મર)ની કવિતાઓ સમૃદ્ધ છે. ખાસ કરીને 'મારી શેરી', 'મૃત શિશુની માતાને', અને 'મૃત શિશુને' મને વધારે સમૃદ્ધ અને નોંધપાત્ર લાગ્યાં છે. એમાં ઉપસતાં ચિત્રો, ઘૂંટાતો અર્થવ્યાપ, વિસ્તરતા વર્તુળમાં આકારિત થતી સંવેદના આસ્વાદ્ય છે. આ કાવ્યોમાં એ જેટલી ચૂસ્તી દાખવી શક્યા છે – કદાચ એનું કદ પ્રમાણમાં નાનું છે તે પણ હોઈ શકે.– તેટલું બધી રચનાઓમાં શક્ય બન્યું નથી. રાજેશ પંડ્યાએ એટલે જ એમના કાવ્યો વિશે કહ્યું છે– 'યજ્ઞેશ દવેની સર્જનાત્મકતાને સામગ્રીનું એક ચોક્કસ પ્રકારનું સંયોજન અને અભિવ્યક્તિની એક જ શૈલી વધુ અનુકૂળ આવે છે. દીર્ઘકવિતા માટે જરૂરી એવી કથનાત્મક–નાટ્યાત્મક પ્રયુક્તિઓને પણ તેઓ ખપમાં લે છે. જો કે, તેમાં અન્વયનું વૈવિધ્ય જોવા મળતું નથી અને પુનરુક્તિના દોષથી તેઓ હંમેશા મુક્ત રહ્યાં નથી. આ રીતે ભાષારૂપ પામતી તેમની કવિતા શક્ય હોય તેટલા સંદર્ભો પ્રગટાવવામાં વિશેષ પ્રવૃત્ત રહેલી છે...ખાસ તો, કવિતામાં વ્યાપક ભૂમિકા ઊભી કરી આપવાની

સભાનતા અને ક્યારેક તો દીર્ઘકવિતા જ લખવી છે તેવું ગૃહીત એ બંનેને લીધે કૃતિ સાદ્યંત આસ્વાદ્ય બનવાને બદલે ક્વચિત્ લંબાણનો અનુભવ કરાવે છે.'

૦૦૦

કવિ પાસે છંદ અને લયનું પ્રભુત્વ હોય, કશોક વિચાર કે સંવેદન અનુભૂતિ હોય તો દીર્ઘ કાવ્ય લખવું કદાચ અઘરું નથી. ખંડકાવ્ય કે કથા કાવ્યો જેમ કથાના વળાંકો દ્વારા અહીં કાવ્યને વિકસાવવાનું નથી. અહીં વિચારને ઘૂંટવાનો છે, દૃઢાવવાનો છે. સાથો સાથ એમાંથી આકારિત કરવાનું છે સ્વયંમપર્યાપ્ત એવું ભાવજગત. આમ કરવામાં કેટલીકવાર ભાષા પોતે જ સક્રિય બની કવિની મદદે આવતી અનુભવાય છે. પણ એ પછીએ જે પ્રશ્ન રહે છે તે છે કવિની વિશિષ્ટ એવી એકત્વ સાધવાની સજજતાનો. 'મૃણાલ' કાવ્યમાં જે રીતે લય, કલ્પનોની હારમાળા, વિચારનું સાતત્ય, ભાવ ઘૂટતા આવર્તનો, ભાષાના કાકૂઓ, લહેકાઓ, વિધાનો અને વાક્યોના પ્રયોગોનું વૈવિધ્ય છે તે તો એનો વિશેષ છે જ પણ કાવ્ય પૂર્ણ થયા પછી વાચકના ચિત્ત પર સ્વયંસંપૂર્ણ એવું ભાવ–વિશ્વ સર્જી આપે છે તે એ કાવ્યની સિદ્ધિ. દીર્ઘકાવ્યમાં એ અભિપ્રેત છે. દીર્ઘ કાવ્ય એ કોઈ નાનકડી ઉર્મિ કે વિચારને નહીં પણ એક સંકુલ, સ્વયંપૂર્ણ એવું વિચારવિશ્વ છે, ભાવવિશ્વ છે. ઉમાશંકરના દીર્ઘ કાવ્ય 'છિન્નભિન્ન છું'– માં એ અનુભૂતિ સર્જાય છે. 'મારી શેરી', 'ઘેરો', 'વિ–નાયક' કે 'મને કેમ ના વાર્યો' ? જેવી રચનાઓ દીર્ઘકવિતાના સ્વરૂપને બાંધવામાં ઉપયોગી નીવડશે. પણ એવું લાભશંકર ઠાકરના કાવ્યોમાં કે યજ્ઞેશ દવેના 'સિદ્ધપુરના કબ્રસ્તાન'માં કાવ્યોમાં દરેક વખતે નથી અનુભવાતું. એમાં અધધ થઈ જાય એટલા સંદર્ભોની ભરમાળ છે, એ સંદર્ભો એક–મેકમાં રસાઈને એકરૂપ ધરતા નથી એટલે અનુભૂતિ પણ વેરણછેરણ થઈ જાય છે. રમેશ પારેખની રચના 'લાખા સરખી વાર્તા' કાવ્યમાં એક તરફ દંતકથાની ભવ્ય લાગતી સૃષ્ટિ અને વાસ્તવનો વેરાન પટ સાથોસાથ આલેખાતો આવે છે. એના પઠન વખતે લયના વિવિધ આવર્તનો, દેશી ઢાળોના પ્રયોગો ને એમાંથી રચાતા ગતિવંત ચિત્રોથી મજા કરાવે છે પણ કોઈએક સુગ્રથિત એવી એકમેવ છાપ ચિત્તમાં છોડતા નથી. બધું છૂટું છવાયું થઈ ચિત્તને અનેકરૂપોમાં ઝીલવા મજબૂર કરે છે. દીર્ઘ કવિતાના કવિએ વિસ્તાર કરતા સંકુલતા, સ્વયંપર્યાપ્ત એવું ભાવ–સંવેદન–વિચાર વિશ્વ સર્જવાનું છે અને એ સર્જવા માટે મોટો પડકાર આ સ્વરૂપ આપે છે, સાથો સાથ અમાપ શક્યતાઓની મોકળાશ પણ કવિને અહીં મળી રહે છે.

**સંદર્ભ ગ્રંથો–**


1. મુક્ત દીર્ઘ કવિતા. (અદ્યતન દીર્ઘ કવિતા)– દીપક રાવલ.
2. અધિતઃ દસ. ( લેખ– પ્રમોદ્કુમાર પટેલ)
3. નિમિત્ત. – રાજેશ પંડ્યા.
4. ઉમાશંકરના શ્રેષ્ઠ કાવ્યો. સંપા. નિરંજન ભગત, ચિમનલાલ ત્રિવેદી.
5. સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી સાહિત્ય (કવિતા) – મફત ઓઝા
6. સુરેશ જોષીનું સાહિત્યવિશ્વ – શીરીષ પંચાલ
7. સમગ્ર કવિતા– ઉમાશંકર જોશી
8. જે તે કવિઓના કાવ્યસંગ્રહો અને એની પ્રસ્તાવનાઓ.
9. કાવ્યપદ – સુમન શાહ
10. ઉમાશંકરઃ સમગ્ર કવિતાના કવિ– એક પ્રોફાઈલ. સુમન શાહ.
11. વિવિધ સામયિકોના લેખો.

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal
Sahityasetu
Year-1, Issue 3, Continuous Issue 3, May-June 2011

## જાત સાથે વાત – સુમન શાહ

**તા.6 ડિસેમ્બર 2006**

જાત સાથે એકલા એકલા વાત કર્યા કરીએ, તો કર્યા કરીએ. કોઈને શું ?! મુનિ કે યોગી લાગીએ. કંઈ નહીં તો ગાંડા તો જરૂર. હોઠ બબડતા–ફફડતા હોય. એમાંથી ઊના ઊના શબ્દો મૂંગી ચાલમાં લથડતા, ગબડતા હોય. યાદ નથી પણ યાદ કરતાં યાદ આવે છે કે બે–ત્રણ દા'ડે એક–બે પળ માટે મારાથી આ બબડવા–ફફડવાનું થઈ જતું હશે. શબ્દો તો કેવા ? દ્રાક્ષની લૂમ જેવા વયસ્ક દ્રાક્ષોની વચ્ચે જોડે નીચે બે–ચાર નાની સુકુમાર પણ હોય. નાનપણમાં ઓટલે બેસી જતાં–આવતાંની મશ્કરીઓ કરતા. કોઈ કોઈને મેં એવો જોયેલો, બબડતો–ફફડતોઃ સાયકલ પર જતો હોય. ઝૂકી–ઝૂકીને પૅન્ડલ મારતો હોય. શી ખબર, જાતને શું ય કહેતો હશે. મને મળે તો પૂછું. પણ એ તો પૂંઠે નીકળી ગયો છે – દૂર દૂરના કશા વિજન રસ્તે...હવે તો રોડ પર દરેક ત્રીજું–ચોથું જણ સેલફોન પર બોલતું–બોલાવતું જોવા મળે છે. જાત જોડે વાત કરતું કોઈ કશે જડતું નથી. આપી સભ્યતાએ બબડાટ–ફફડાટ જાણે અભરાઈએ મેલ્યા છે...મને થાય એવું છે ત્યારે મારે શું કામ ખૂણામાં પડ્યા રહેવું ? જાત સાથે વાત જાહેરમાં શું કામ નહીં ? સામે જે મળે એને કીધા કરું છું– અમુક અમુક તારીખોની, ને તે ય અમુક તમુક, બધી નહીં...

સામાને કહેવાનું એટલે રીતેભાતે કહેવું રહેઃ પેલાને સંભળાય એવું. સાંભળે તો સમજાય એવું. એને વિશ્વાસ પડવો જોઈએ. એટલે, સાચેસાચું કહેવું રહે. અઘરું છે. સાચેસાચું કહી દેવું એ તો લક્ઝરી કહેવાય. કી ગાંધી માત્માને પોસાય, મને નહીં. જોકે બધું તો એમણે ય નથી કહ્યું. વળી પૂરું સાચું કેટલું ? કોને ખબર.

પિતાજીને અમે– કુલ પાંચ ભાઈ–બહેન– 'કાકા' કહેતા એમની એક શિખામણ કે ધાઈને ભેટવું નહીં ને છેટું પાડવું નહીં. એટલે એમ પણ ખરું કે ખરાખરી ન કરવી. પણ બાનું જુદું હતુઃ ઝડપથી ભડેટે ને છેટુંય એટલી જ ઝડપથી પાડે. ખરા ને ખરું કહે, એક ઘા ને બે કટકા. હું મોટાભાગે બા–તરફી. હવે જોકે થોડો થોડો બદલાતો ચાલ્યો છું.

વાત એમ છે કે માણસ બીજાને તો ઠીક પણ જાતને હમેશાં ચાહતા હોય છે – નિરન્તર ભેટેલો રહે છે. આત્મરત. એવા લોકો અમુક હદ પછી બીજાઓને નથી ગમતા. ભલે. મારે આત્મરત નથી મટી જવું, એવા રહીને ગમતા થવું છે. જાત જોડે છેડો ફાડનારા વીરલા તો વિરલ હોય છે – સતત છેટા રહીને જોયા કરે. આત્મનીરખું. એવા લોકો સૌને ગમે છે. મારે એકદમના એવા નથી થઈ જવું. ભલે સૌને ન ગમું.

'કાકા'ની જેમ બાની એક ઑર શિખામણ યાદ આવે છે. માની–સ્વમાની વધારે હતી એટલે કાયમ કહેઃ કોઈ આગળ જાંઘ નહીં ખોલવાની. જાંઘ ખોલવી રૂઢિપ્રયોગ છે. બાની ભાષા જ એવી. અમને ભાઈઓને એ જાત–ભાતના સમ્બોધનોથી નવાજતીઃ લોખંડશંખ. દાધૂડિયો. જંગીભંગી. તિતાલિયો. તરકડો. તો સગાઓમાંના કોઈને કડકાબાલુસ કહેતી, કોઈને ગફૂર, તો કોઈને વળી ભૂખડીબારસ. આપણી

આસપાસથી આ બધા શબ્દો આજે તો ચાલી ગયા છે– બબડતા–ફફડતા પેલા સાયકલવાળાની જેમ, દૂર દૂર...

જાંઘ ખોલવી એટલે પોતાનું બધું સામાને કશા સંકોચ વગર કહી દેવું. પટછૂટા થવું. બાની ભલે ના છે છતાં મારે એવા થવું છે. જોકે એવા કેટલા થવાશે તે નથી કહી શકતો. કદાચ નહીં થવાય. દહેશત રહે છે કે જાત સાથેની આ વાત બબડાટ–ફફડાટ બની હવામાં ઊડી તો નહીં જાય ને....

**10 ડિસેમ્બર 2006**

આજે એક મહાસૂઝ પડી – ભૂલ પડી કહીએ છીએ, એમ સૂઝ પડીઃ મેં બ્લેડને લાલ રંગની નાનકડી ફીત બાંધી. જેથી, જ્યાં હોય ત્યાંથી ઝટ દેખાય, મળી આવેઃ

ભણતો ત્યારે મારા હસ્તાક્ષર વધારે સુન્દર હતા. સન લિટ બૉન્ડ નામનો મોંઘો પેપર વાપરતો. કાર્યદક્ષ ફાઉન્ટન પેન વાપરતો. પાર્કરની બ્લૅક ઈન્ક. થોડા ક્રીમી વ્હાઈટ એ પેપરમાં વચ્ચે સન લિટ બૉન્ડનો વૉટરમાર્ક હોય. આખી સપાટી સરલતરલ. એ પર નિરાંતે લખવાની મજા સાવ ઑર હતી. આજે આવું બધું છે જ, પણ મને નિરાંત પોસાય એવું કશું રહ્યું નથી.

ગમતા લેખકમિત્રને ફાઉન્ટન વાપરવા કહું છુઃ બૉલપેનથી ન લખીશ, આંટણ પડી જશે. પટ પટ અક્ષરો પડે ચાલે દોડે – જાણે ઘેટાંબકરાંની માઇક્રો–લેવલ વણઝાર...કન્ટેન્ટ ફૉર્મમાં પરિણમે એ રૂપાન્તર તો સર્જનની વાત, અંદરની વાત, પણ શાહી નામના દ્રાવણનું અક્ષરોમાં થયે જતું એ ગમતીલું રૂપાન્તર જોતા જોતા લખવાની ખુશી જુદી જ હતી. છે. હશે. કમ્પ્યૂટર પર લખતાં અદશ્ય પ્રક્રિયા પોતે જ દશ્ય પરિણામરૂપે સ્ક્રીન પર તડ તડ તડ તડ ફૂટતી ચાલે છે. પણ શું કરું ? ત્યાં અંગ્રેજી જ લખી જાણું છું...

હાથથી લખેલા મારા કોઈ પણ લખાણમાં મને એક પણ છેંકો ન ગમે– કેમકે હું કંઈ દેરિદા નથી. ડૂચોવાળી ફેંકી દઉં, નવો કાગળ લઉં. કાગળ અને અક્ષરોનું સાયુજ્ય રચાવું જોઈએ. દરેક અક્ષરે શિસ્તથી પોતાની જગ્યાએ રહેવાનું અને એ રીતે સમગ્રની શોભાના ભાગીદાર બનવાનું. આખું કોઈ સુન્દરીના ચહેરા જેવું લાગવું જોઈએ. મેકઅપ હોય પણ માપમાં. વાળ ઘસી–ઘૂંટીને ઓળ્યો હોય. કસીને અમ્બોડો વાળ્યો હોય – એટલા તો હોવા જોઈએ, મિનિમમ ગણાય–? અમ્બોડા પર બેએક લીલી પાંદડી સહિતનો મોગરો ખોસ્યો હોય, જેની સુવાસ બીજો તો ઠીક, પણ પેલીની આસપાસ આરામથી ચકરાતી હોય. મારા લખાણનાં શીર્ષકો એવા મોગરાં જેવા હોય તો કેવું સારું – એવું મને થતું, બહું થતું.

પછી લખાણો સમ્પાદકોને મોકલવાના રૂડા દા'ડા આવ્યા. ટલે કૉપી તો રાખવી પડે. કાર્બન પેપર વાપરવા માંડ્યો. પણ ફાઉન્ટન એવો ખમવાની ના પાડે. એલે બૉલપેનો અજમાવા લાગ્યો. એક એકથી ચડિયાતી લેવી પડતી. પરિણામે જમણા હાથના જમણા અંગૂઠે જમણી તરફ આંટણ પડ્યું. એમ ને એમ વર્ષો વીત્યાં ને એકા એક આપણે ઝેરોક્ષના જમાનામાં આવી ગયા. એટલે પછી વળી પાછી ફાઉન્ટનને વ્હાલી કરી શકાઈ. જોકે, સાથોસાથ, લખવાનું વધતું ચાલ્યું. હસ્તાક્ષરો દોડતા થયા. ધીરજ ફાસ્ટ વપરાવા લાગી. છતાં લખાણ મોગરાના અમ્બોડાવાળીના જેવું સુઘડ સુન્દર તો હોવું જ જોઈએ – એ આગ્રહ ન ગયો તે ન જ ગયો, બલકે દુરાગ્રહ બની રહ્યો. કદાચ, અંદરથી એને વધુ ને વધુ ચોખ્ખું કરવાની હઠ હશે. કદાચ, જેને માટે હોય તે વિચારા સંવેદનને તન્તોતન્ત રજૂ કરવાની જિદ્દ હશે. નથી ખબર.

પરિણામે વાક્યમાં શબ્દો કે શબ્દગુચ્છો બદલવાના પ્રસંગો ચાલુ જ છે. આખાં ને આખાં વાક્યો, છેંકવા જેવાં જણાયા કરે છે. ડૂચા વાળી ફેંકવાની નાદાની 68ની આ ઉમરે શું કરવી, એમ થાય છે. એટલે વાક્ય બગડ્યું હોય તો એને ત્યાંનું ત્યાં છોડી દઉં છું – આજે પણ– આ લેખમાં પણ – પછી નીચે એને ફરીથી લખું છું. છેલ્લે કાપીકૂપી ફેવિસ્ટિકથી ચોંટાડી સાંધો કરી લઉં છું. એવો સાંધો ચલાવી લેવાની મર્યાદા સ્વીકારી છે. પણ સારા વાક્યમાં નકામા શબ્દોનું શું કરવું ? સફેદ પ્રવાહી કે શાહીનું ઈરૅઝર મળે છે. પરન્તુ મને તો એના ય વાંધા છે. એટલે બ્લેડ વાપરું છું. નકામા શબ્દ પર બ્લેડ સિફતથી પણ ફાસ્ટ

ઘસવાનું. શબ્દ અને એને ધારણ કરતી કાગળની એટલી સપાટી અદૃશ્ય ! પછી મૂકવાનો એ અદૃશ્ય પર ગમતો શબ્દ – દૃશ્ય!
પણ મારા જીવનના એક–ના–એક બનાવોમાંનો એક હમેશાં બનતો હતો – બ્લેડ મળે નહીં ! અણીને વખતે જ ગૂમ હોય ! ઘરનાને થોડું પૂછાય ? છતાં રશ્મીતાને પૂછી બેસતો– મારું બ્લેડ જોયું છે ? એ એવી રીતનું હસી આપે, જેનો અર્થ એમ થાય કે હું કેવો બુદ્ધુ છું... એ દરમ્યાન આગળ લખવાની તલપ વહ્યે જાય. ડાયરીઓ કોરા કાગળો પત્રો મેગેઝિનો ચોપડીઓ વગેરેના કાયમી પથારામાં ક્યાંક છુપાયું હોય. હું ઘાંઘો થઈ બધું ઉથલાવ્યા કરું. (એ મને જોતું–જોતું મલક્યા કરતું હશે.) આજે આ નિત્યની દુર્ઘટનાનો અન્ત આવ્યો છે. માન્યામાં ન આવે એવું છે છતાં સાચું છે કે આ સિલસિલો નહીં નહીં પોત પાંચ–સાત વર્ષથી ચાલતો હતો. પરન્તુ જે એનો અન્ત આવ્યો છે. આજે મને મહા સૂઝ પડી છે– મેં એને લાલ રંગની નાનકડી ફીત બાંધી છે. એ મને હસતું જોઈ રહ્યું છે. જાણે મૅક્રો–લેવલ ગલુડિયું, પાળેલું. લાગે છે કે હવે નહીં ખોવાય. જોકે મુક્ત થઈ સ્વાયત્ત રહેવું વસ્તુ માત્રનો સ્વ–ભાવ છે એટેલ કંઈ કહેવાય નહીં...જોઈએ...

### 12 ડિસેમ્બર 2006

આંગળી જેટલી મીણબત્તી ખૂબ પ્રકાશ આપી શકે છે કેમકે ચૉપાસ અન્ધારું પુષ્કળ હોય છે. અન્ધારું અજવાળાની પૂર્વશરત છે. જોકે તે છતાં મીણબત્તીઓએ બહું કુલવું સારું નહીં. ખરું કે નહીં ?
હોશિયાર એડ–મૅને પૂછ્યુંઃ આપ કે ઘરમેં કૌન રહેતા હૈ – કમરદર્દ યા મૂવ ? સામાવાળાએ જવાબ આપ્યોઃ દોનો. પછી એ મલક્યો– એમ કે પોતે કેટલો ચતુર છે. કેવું સૂચવી દીધું કે તમારી દવા અકસીર નથી. એ ભૂલી ગયો કે ચતુરાઈથી દર્દ મટતું નથી, વળી ખરચો તો ચાલુ જ રહે છે !
એક લેખકે એક મોટામાં ગણાઈ ગયેલા લેખકને પોતાનું પુસ્તક ભેટ આપ્યું. પેલા બોલ્યાઃ અમુક પુસ્તકો માટે મારે ત્યાં બૂક શેલ્ફ છે. નાનાએ ઝૂકીને કહ્યુંઃ લાવો, હું જ મૂકી આપું...લેખકો વચ્ચે પુસ્તકોની નિયતિ આવી હોય છે – સલામતીભરી.
એક આદર્શવાદી લેખક બીજા લેખકને કહે છેઃ તમે હજી પણ તમારી કોઈ ચોપડી રદ્દ નથી કરી ? બીજો કહે છેઃ સારી લખાય પછીને... ?
એક લોકપ્રિય થવા મથતા લેખકે સન્તોષ જાહેર કર્યોઃ ભઈ, અમને તો સરકારે સૉ–માં (100માં) ગણ્યા ! ત્યાં એક મિથ્યાવાદી લેખક બોલ્યોઃ ભલે ભલે. અમે તો સૌમાં ગણાયેલા છીએ. જોકે હકીકતે બંનેને કોઈ કશામાં ક્યાં ગણે છે ? ભ્રમો પણ કેવા હોય છે !

### 15 ડિસેમ્બર, 2006

સપનું વહેલી સવારનું હતું. વહેલી સવારનાં સપનાં સાચાં પડે છે.
એમાં મેં જોયાં ફૂટબૉલ જેવડાં, મસ મોટાં સીતાફળ. લાકડાનાં લાગતાં'તાં. એમની પશીઓનાં ઉપલાં પડ મોટી લીલી–બદામ જેવાં હતાં. રંગેલાં લાગે. ઊંટલારીમાં હતાં. લારી કોઈ એક્સપ્રેસ–વે પર હતી. દૂરથી ઘણાં લાગેલાં. નજીક ગયો, તો ખાલી ત્રણ ! પેલો કહેઃ વેચાઈ ગયાં. હાઈ–વે પર ચાલતો ચાલતો હું અટક્યો તે ઘર રૅસિડેન્સી બન્ગલો હતું. ગુલામ મહમ્મદ શેખનું જૂનું ઘર. ઊંટે ગાંગરડો કર્યે તે બારણું આપોઆપ ખૂલી ગયું. એ બોલતા'તાઃ લઈ લો એકાદ, સરસ હોય છે. પછી એમણે હથેલી મૉં પાસે લઈ આંગળી ને ડોકું આમતેમ કર્યું. – જેનો અર્થ એવો હતો કે ખાશું આપણે બંને જણાં. મેં મસ્તક ઝટપટ ભમાવેલું – જેનો અર્થ એવો કે શક્ય નથી, આવિયો ના પાડે છે. ત્યાં કોઈ બરાડ્યુંઃ હવે તો ત્રણ પણ નથી. ઝૂંપડા પાસે એક સ્ત્રી – એની જ હોવી જોઈએ– ને બે છોકરાં – એના જ લાગતાં'તાં– સીતાફળને મુક્કો મારતાં'તા. ભચાક્ દરેક ફાટી પડતું'તું. પણ કશું નીકળતું ન્હૉતું. ઘા પર ઘા ને તેના પડઘા ઉઘરાવતો ઉઘરાવતો હું ચાલ્યા કરતો'તો. ત્યાં પેલાએ મને ઊભો રાખ્યો, કહેઃ થોભો, એકાદ પડ્યું

હોય... કહેતો એ માળિયે ચડવા લાગ્યો મેં નિસરણી લઈ લીધી એ પહોંચી ગયોતો. માળિયું મને જાણીતું હતું. – વડોદરા પાસેના ડભોઈના અમારા ઘરનું માળિયું. પછી એ પૃથ્વીનો, કાગળનો એક જૂનો ગોળો લઈ ધબાક્ નીચે કૂદેલો, સાચવીને જોકે. ઊડેલી ધૂળ હટાવતાં મેં શેખને કહેલુઃ ડાયાબીટીસ છે. એ કહેઃ એમાં શું, ઘણાને હોય છે. પછી ખડખડાટ હસેલા હાલી હાલીને હમેંશની જેમ. હમ્મેશની જેમ ચ્હેરો એમનો લાલ લાલ થઈ ગયેલો. હું કંઈક બોલેલો – જેનો સૂર એવો હતો કે આ ઉમ્મરે આટલા લાલ છો કે બધાને તમારી ઈર્ષ્યા થાય છે, હસો છો શું. એ વળી હસેલા. પછી હું સીતાફળને હથોડીથી તોડવા ફાંફાં મારતો'તો. મને નહીં જડેલી તે મુક્કા મારતો'તો. – તો પેલા છોકરાંના ચાળા પાડતો હું મને જોતો'તો તે જોતો રહી ગયેલો. મારી હથેળી દુખતી'તી કેમકે એ પર હું કેટલીક જૂની ચોપડીઓનું બન્ડલ ઊંચકી લાવેલો. હથેળીને મસળીને સરખી કરતાં રાત પડી ગયેલી. એકાદ ચૉપડીનાં પાનાં પલટાવતો'તો, કે પલટતાં જોતો હોઈશ, તે ધીમે ધીમે વિચારોનો ગોટો થવા લાગ્યો હશે... સવારે એક ઊંટ મારા બારણે માથું પછાડતુંતું. ડોરબેલની એને ખબર નહૉતી...
સપનાં આટલાં સુબોધ સુબદ્ધ નથી હોતાં. આટલાં લાંબાં પણ નહીં. એ તો ભાષા કરતાં ઘણાં ફાસ્ટ હોય છે, વિચાર કે લાગણી કરતાં પણ, અતિ ઝડપી. જરાક જ પજવીને ઊડી જતી રમણીનાં લ્હેરિયાં જેવાં મેં ઘણાં સંઘરી રાખ્યાં છે. વર્ણ શબ્દ વાક્ય ફકરો વગેરે વ્યવસ્થાઓ વાર્તા લખતી વખતે કામ આવે છે.

**23 ડિસેમ્બર, 2006**

આ ઈન્ટરનેટના જમાનામાં સ્થળ અને કાળને વિશેની મારી કે આપણી ચીલાચાલુ સમજો પર આક્રમણ થઈ રહ્યું છે. તકાજો એવો છે કે હું કે આપણે એ સમાજોને ફગાવી દઈએ તો સારું છે.
અંગ્રેજીમાં જેને આપણે પ્લેસ કહીએ છીએ તે સ્થળની રીતે ભલે અકબન્ધ હોય. તેનો મહિમા નામશેષ થવા લાગ્યો છે– એટલીસ્ટ, એવું લાગે છે. ગૂગળ–અર્થ પર ઈન્ડિયા અમદાવાદ વસ્ત્રાપુર અને શબરી ટાવર જોયા પછી મને મારું એ સરનામું ઝાઝા મહત્ત્વનું નથી લાગતું. વિરાટ પૃથ્વી પર હું કેટલું નાનું ટપકું છું એ સમજાય છે. સ્થળ હવે સ્પેશ છે, અવકાશ. આઠમા માળે રહ્યે રહ્યે હું અવકાશમાં તરતોસરતો થઈ ગયો છું. મારું કમ્પ્યૂટર બારી પાસે છે પણ કમ્પ્યૂટર પોતે બારી છે – જ્યાંથી વિશ્વ આખામાં જવાય છે, પાછા પણ અવાય છે.
મારી ઈન્ટરનેટ–વ્યવસ્થાથી હું અવકાશ પાર કરું છું ને અન્યની ઈન્ટરનેટ–વ્યવસ્થા દ્વારા અન્ય લગી પહોંચી શકું છું. એમાં મારા શરીરે કશો નાનો કે મોટો પ્રયાસ કરવો જરૂરી નથી. ચૅટ દરમ્યાનની અમારા બંનેની સૂચક તલ્લીનતા અનોખું સાયુજ્ય રચે છે. વેબ–કેમ પરની અમારી આપ–લે ચોક્કસ, વળી ગરજભરી હોય છે. પરિણામે પેલા સાયુજ્યનો રસિક પરચો મળવા લાગે છે. (એટલું સારું તો લાઈવ મિટિન્ગોમાં ય નથી થતું. કેમકે મળનારાં પોત પોતાની દાનત પર આવતાં નથી – ઘણી વાર લગાડે છે.)
એ દરમ્યાનની મારી શારીરિક અવસ્થા કેવી છે તે જણાવવું જરૂરી નથી હોતું. હું માંદો કે સાજો હોઉં, શેપમાં– એટલે કે પૂરાં વસ્ત્રોમાં – હોઉં પણ ખરો, ન પણ હોઉં. કોઈ ફર્ક નથી પડતો. એ વીગતોએ પોતાનું મહત્ત્વ ગુમાવ્યું છે. એટલે લગી કે એટલા પૂરતી મારી વૈયક્તિતાએ પણ પોતાનો મહિમા ગુમાવ્યો છે. મારાં તમામ વૈશિષ્ટ્ય એટલાં પૂરતાં વ્યર્થ હોય છે. અમે બંને ચોખ્ખા આશયથી શુદ્ધ મનથી વ્યવસ્થાબદ્ધ રહીને મળીએ છીએ. અમારું મિલન, દરેક મિલન અર્થપૂર્ણ– તેથી સન્તોષપ્રદ – ને તેથી આનન્દદાયક – તેમજ તેથી પ્રસન્નતાવર્ધક હોય છે.
સ્થળ કે સ્થળવિશેષને વિશેની ઉપર કહી તે આખી વાત કાલ કે સમયને– સમયવિશેષને– એટલી જ લાગુ પડે છે. એટલે એવું ને એવું વિવરણ કરવાની જરૂર નથી, જાતે વિચારી શકાય છે, દરેકથી વિચારી શકાય છે. છતાં કહું કે સમયનો હવે ગોટો વળી ગયો છે. એ પોતે જ હવે અવકાશ છે. બપોરના 2થી 4 દરમ્યાન સામાન ને ઘરે ફોન ન કરાય, પણ ઈ–મેઈલ કરાય. વૉઈસ–મેઈલ મૂકાય. અમુકોને રાતના 10

પછી ભલે ન જગાડાય, પણ એટેચમેન્ટ મોકલી શકાય. કોઈ પણ બિલ કોઈ પણ પેમેન્ટ ઓફિસઅવર્સ પછી પણ ભરી શકાય, વગેરે વગેરે.
દીવાલ પરનું ક્લૉક આવતાં, તોતિંગ પબ્લિક ટાવર ડાબું થઈ ગયું. ડાબું એટલે ઉપેક્ષિત. કાંડા પરનું વૉચ આવતાં, વૉલ–ક્લૉક ફાલતું થઈ ગયું. પણ ઈન્ટરનેટ આવતાં, બધાંનો બધો સમય સાર્વત્રિક થઈ ગયો છે. બધા ટાઇમઝોનની બધી દીવાલો ગબડી પડી છે. કહે છે, કાંડા પર ઘડિયળ પ્હેરવું હવે આઉટ ઑવ્ ફૅશન છે...

(આવતા અંકે ચાલું...)

---

**ડો. સુમન શાહ, જી । 730 શબરી ટાવર, વસ્ત્રાપુર અમદાવાદ–380015 ફોન– 079–26749635. મેઈલ આઈ.ડી. suman_g_shah@yahoo.com**